૨૭૫૯

# સત્ય વિજય નાટક.*

—— ∗∗∗ ——

## અંક ૧ લો.



સ્થળ અમરાવતી.

### પાત્ર.

સુત્રધાર.................... નાટકકાર.
વિદૂષક......................... મશ્કરો.
દયાનંદ......................... અમરાવતીનો ધનાઢ્ય શેઠ.
કંકાસ કુંવર........................ તેની સ્ત્રી.
અમથાલાલ...................... તેનો દીકરો.
સત્યનાથ...................... અમરાવતીના ગરીબ વિપ્રનો દીકરો.
આકળમંદરામ.................... એક વૈદ્ય.
વિઘ્નસંતોષી..................... શેઠનો સાળો.
જાપતાખાં }
સખળીખાં } .......... શેઠના નોકરો.



# સત્ય વિજય નાટક*



## અંક ૧ લો.



### પ્રવેશ ૧ લો.

**સ્થળ અમરાવતીની રંગભૂમિ.**

### મંગળાચરણ.

શાર્દૂલવિક્રીડિત છંદ.

સૂત્રધાર—આરંભે અવનીશ પાય પડિએ, બે હાથ જોડી અમે,
કીર્તિ તારી તણુંજ ગાન કરવા, ઇચ્છા ધરી આ સમે;
ત્રાતા તું પરિપૂર્ણ યત્ન કરજે, છે આશ તારી મને.
દે તું દાન દયાનુ જેથિ અમથી, આ ખેલ ખાસો બને. ૧
નીતિ લોક વિષે વધે દિન દિને, કુસંપ ઇર્ષા ટળે,
જેજેકાર થતાં જરૂર સહુને, કીર્તિ સદાએ મળે;
એવી હર્ષથિ નાથ ઊર અમને, પ્રેમે કરો પ્રેરણા,
છોડી જે થકિ સત્ય માર્ગ ન પળે, આડા અનાડી ઘણા. ૨
દેજો દેવ સહાય આ કઠણ રે, લીધું ઘણું કામ છે,
ળા એ વિધવિધ વાત કરવા, હૈયે ધરી હામ છે;

તારાથીજ તમામ, સર્વે સ્થળમાં, દીસે ભિન્ના તારથી,
કાપો કલેશ પ્રપંચ પાપ પળમાં, કૃપાજ કાંઈ કરી. ૩

ગીતિ.

ગણેશ દેવ મહેશા, સરસ્વતિને પ્રભુ લક્ષ્મિ સંગે;
પ્રથમે નામ જપીને, પડિએ પાયે ત્રિતયે આટ અંગે. ૧

વિદૂષક–(વિચિત્ર પોશાક પહેરી વિચિત્ર ચાળા કરતો રંગભૂમિમાં પ્રવેશ કરી આજુ બાજુ આશ્ચર્યથી જોઇ મોટેથી બોલેછે.)

શા કારણ સહુ અહીં ભરાયા,
અત્ર સ્થાને કયું રાગ આયા;
ઈકઠ્ઠન ક્યા હે કાર્ય હોણહારા,
હાય, હાય, હાય.

(એમ બોલી કુદવા માંડેછે તથા માથા ઉપરથી ફુલ કાઢી સુંઘતો જાયછે.)

સૂત્રધાર–અરે તમે બધી ભાષામાં કસેલ તથા બડા શોખ-વાળા જણાઓછો તે કોણછો?

વિદૂષક—હમકું ક્યા બેઇ બોલતા હે. હમેરે કું તો બડી શોખ ભી નહી હે, ઓર છોટી ભી નહીં હે.

સૂત્રધાર–અરે ભાઇ એમ અવળો અર્થ શું કરોછો. હું તો કહુંછું કે તમે પ્રવીણ તથા શોખી માણસછો.

વિદૂષક–ત્યારે પ્રથમજ એમ ભસ્યો હત તો શું બોટું હતું! લે હું સમજયો (સુત્રધારનો કાન પકડવા જાય છે).

સૂત્રધાર–અરે તું કેવો જંગલી માણસ છે કે આવી ભર સભામાં બે અદબો કરેછે?

વિદૂષક–અરે! હું નિશાળે ભણતો ત્યારે પંડ્યાજી બધાં પોરિયાંને ઘેર જતી વખતે અદબ કરાવતા તેથી આજ મેં તમને બે અદબ કર્યા. એકથી બે વધારે "અધિકસ્ય અધિકં ફલં" વળી બંદાનું તો નામજ જંગલી પણ તું તો મારી બંગલી. (ખુબ હસે છે).

સૂત્રધાર–(વિસ્મિત થઇને) તમે તે નિશાળે જઇ શું લીલું વાળતા હશો.

વિદૂષક–જો, ભણ્યો છું તે સાંભળ, ફુડેમ, ફુલ, રાસકલ, બગર, ઇડીયટ, ઇસ્ટુપીડ, ડાગ, ઘેટકેટ ટેલ મી.

સૂત્રધાર–અરે ભાઇ વિવાહનું વરશી કાં કરે. તને નામ પુછ્યું તેમાં શું ખોટું કર્યું કે આવી અમૃત વૃષ્ટિ કરવા માંડી.

વિદૂષક— વરસાદ વરશે ખાશો, નહીં તો પાછા થાશો;
જોવા થાશે તમાશો, ને વા ફાકતા જાશો.

સૂત્રધાર–તમે તે આવા કોણ છો? કે તમારા જાત ભાઇઓનુંજ ભુંડું તાકો છો?

વિદૂષક–હમણાં પ્રજાનો ઘણો વધારો થયો છે જેથી જેટલા ઓછા થાય તેટલો પૃથ્વીનો ભાર જાય, ને બંદા એકલા રહી-આખી દુનીઆના રાજા થઇ દો લતજાદાનો ખેતાબ ધારણ કરે.

સૂત્રધાર–એતો સમજ્યા પણ તમારૂં નામ તો કહો?
વિદૂષક–તારે મારા નામનું શું કામ છે? શું વારંટ બજાવવું છે?
સૂત્રધાર–ના, ના, એવું શું બકે છે? જરા માનસર રહે.
વિદૂષક–બોલ, શું ચોરીનો ગુનો મનાવે છે? લે માનું.
સૂત્રધાર–આવી લપડ શીદ કરો છો? મેહેરબાની કરી આપનું
નામ કહો?
વિદૂષક–શું મારૂ નામ? શું સરકાર સાહેબજાદા બાહાદુરનું નામ?
સૂત્રધાર–હા. વખત નહી ગુમાવો, સત્વર કહો?
વિદૂષક–ઇયસ માઇ લૅડ ટાઇમ એન્ડ ટાઇડ વેટ ફૉર નો મૅન.
સૂત્રધાર–હું આપનું ઇંગ્રેજી જ્ઞાન જાણવા માગતો નથી. પણ
ફક્ત નામ જાણવા માગુ છું.
વિદૂષક–મારૂં નામ "એ"
સૂત્રધાર–"એ" તે કોઇનું નામ હોય?
વિદૂષક–તું તો કુંવારો જણાય છે કે નામનો અર્થ સમજતો
નથી.
સૂત્રધાર–નહીં નહીં મારે તો એક રંભા જેવી સ્રી છે.
વિદૂષક–મારી બાયડી મને "એ" કહે છે એટલે બંદા એને
"તે" કહે છે. તેવી મારૂં નામ "એ" ને મારી બાય-
ડીનું નામ "તે".
સૂત્રધાર–અરે આતો કોઈ ત્રિપાદ જણાય છે.
વિદૂષક–તુમ ઓર તુમારા બાવા ત્રિપાદ, બંદાને તો બેજ પગછે.

સૂત્રધાર—ભાઈ નકામી ઝીકર શું કામ કરે છે?

વિદૂષક—કોણ કહે છે કે તું વધારે ઝીક માર? ભરતાદજીના ઘોતીઆને તો ફકત એકત્રીશ ઝીક મારજે, કારણ બંદાના કોઠારમાં માત્ર એકત્રીશ ગોળીઓ માય છે.

સૂત્રધાર—આમ અર્થના અનર્થ કરવાનું કારણ શું છે?

વિદૂષક—કારણ સમજાય છે.

સૂત્રધાર—મારૂં તો માથું દુખવા આવ્યું.

વિદૂષક—જો માથું દુખવા આવશે તો હું તને એમોનીયાં સુંઘાડીશ.

સૂત્રધાર—આવો માથાકુટિયો ક્યાંથી આવ્યો છે? એક વાત પૂછતાં સો વાત કહે છે.

વિદૂષક—તે કેમ ન કહે? તું અમને પુછે ને પોતાનું કહે નહીં. શું અમને કાંઈ દીવાના જાણ્યા. પ્રથમથી બંદે સવાલ પૂછ્યા તેના જવાબ ક્યાં આપ્યા છે?

સૂત્રધાર—સાંભળ ભાઇ મારૂં નામ સૂત્રધાર છે, ને આજે હું સત્યવિજય નામના નવિન નાટકનો ખેલ ભજવી બતાવવાનો છું. તે ત્રણ અંકી છે અને તેમાં પ્રથમ સત્યનાથ—

વિદૂષક—(વચમાં બોલી ઉઠે છે) પણ જો ભાઇ,

ઇંદ્રવજ્રા.

"કટ્ટા તકા કલ્લા કેમ મારૂં. નક્કા ન લાટા તડ બાત મારૂં;

પાપા પટીકયા પડમાં ઊભેલા, એવી કવીતા નથી હું શિખેલો.

સૂત્રધાર–એ વાતની કાંઈ ફિકર નહીં. પણ હવે જો સાંભળઃ—

અંક ૧ લામાં—પ્રથમ સત્યનાથ નામનો જુવાન માણુસ પોતાની મા ગુજરી જવાથી દુઃખી થાય છે, તેને એક ઊદાર ગ્રહસ્થ પોતાનો ઊમદા આશ્રય આપે છે, તેની સામે તેની કંકાસણી સ્ત્રી વિરૂદ્ધ થાય છે, તથા શેઠના દીકરાને દરેક જાતના દુર્ગુણથી મુક્ત કરવા સત્યનાથ શીખામણ આપેછે, અને તે આખરે તેમાં ફતેહ પામેછે. પ્રથમ શેઠનો દીકરો તેને દુશ્મન જેવો ગણી પાછળથી તેનો પ્રિય મિત્ર થઇ પડે છે, શેઠાણી દીકરાને ન ભણાવવા કેવો દુરાગ્રહ કરેછે ને માંદો પડયો તે ભણવાથી પડયો એમ અપવાદ મુકે છે. શેઠાણીનો ભાઈ, રાજેલ માણુસ સારા પગનો નથી તેથી નુકશાન થયું એમ. શેઠાણીને ખોટું સમજાવતાં શેઠાણી તેને ઘરમાંથી કાઢી મુકાવવાનું કરેછે પણ આખરે પોતાનું નહીં ચાલવાથી પરદેશમાં પોતાની દુકાને મોકલે છે એ વીગેરે બાબતો આવશે.

અંક ૨ જામાં—સત્યનાથ પોતાની સ્થિતિ ઊપર વિચાર કરતો ઘણે દિવસે કનકપુરી જઇ પહોંચે છે ત્યાં શેઠનો સાળો તથા વાણોતરો શેઠને ભીખ મગાવવાના કેવા ઊપાયો યોજે છે—તેઓ સત્યનાથને મળેછે પણ શેઠ

ની દુકાન ગામમાં છે એમ કબુલ કરતા નથી. ને ઇર્ષાથી શેહેરમાં આમ તેમ રખડાવે છે. દરમ્યાન ઇશ્વરકૃપાથી એક ભલો શેઠનો જુનો નોકર તેને મળી આવે છે તેનાથી બધી હકીકતથી વાકેફ થાય છે, એટલામાં શેઠના વાણોતર વીગરે આવી પહોંચવાથી સત્યનાથ મુનીમના મકાનપર તેમની સાથે જાયછે. તેને મુનીમ વિદાય કરી પછી રૂપીઆની વેહેંચણુ કરેછે. અમરાવતીમાં શેઠનો દીકરો સત્યનાથને પાછો બોલાવવા કહેછે. કનકપુરીમાં સત્યનાથ દુષ્ટ લોકોથી નહીં મળી જતાં તે નિરપરાધી ઊપર તેઓ જુલમ કરે છે—અમરાવતીમાં શેઠનો દીકરો સત્યનાથને પાછો બોલાવવા તેની માની કબુલત લે છે—સત્યનાથ કનકપુરીના ફોજદારને મળી ઊડાવેલ રૂપીઆ બાવાને ત્યાંથી કઢાવેછે અને દુષ્ટ લોકોને શિક્ષાએ પહોંચાડેછે—શેઠનો કાગળ આવવાથી પછી સત્યનાથ અમરાવતી જાય છે, ત્યાં શેઠના દીકરાના લગ્ન બાબત તેનો મત શેઠાણી સાથે નહી મળતાં તથા પોતાના ભાઇને થએલી શિક્ષાનુ વેર લેવા શેઠાણી તેને પાછો કાઢી મુકાવવાનુ કરે છે, પરંતુ આ વાત સત્યનાથના જાણવામાં આવવાથી પોતેજ રજા લઈ પરદેશ નોકરી માટે ચાલ્યો જાય છે એ વીગેરે બાબતો બતાવવામાં આવશે.

અંક ૩ જામાં—સત્યનાથ નોકરી અર્થે ન્યાયનગર જાય છે. પ્રધાનને મળતાં તે કેવા ખુશીથી નોકરીની હા પાડે છે—કોરટમાં ભણેલાને નોકરી નહી આપવા અભણ વ્યસની લોકો પોતાના વિચાર બતાવે છે અને સત્યનાથ સુધરેલો હોવા છતાં પોતાના જેવો વ્યસની નીવડશે એમ ધારી તેને પોતાની મીજલસમાં ભેળવવાનું કરે છે—સત્યનાથ તેમને શીખામણ આપેછે પણ તેનો તેઓ તિરસ્કાર કરે છે—આ દુષ્ટ લોકો પ્રધાનનો જીવ લેવાનું કરે છે પણ દૈવયોગે સત્યનાથના હાથથી તે બચી જાય છે—પ્રધાન બચ્યાથી ખુશી થાયછે અને દુષ્ટ લોકો પકડાતાં તેને સખ્ત શિક્ષા કરતાં પ્રધાન તથા સત્ય-નાથ વચ્ચે પડી તેમને દેશમાંથી કાઢી મુકાવેછે. પ્ર-ધાન પોતાના પ્રાણ બચાવનારને પોતાની દીકરી પર-ણાવેછે અને તેની વૃદ્ધ અવસ્થા થવાથી સત્યનાથને પ્રધાનગીરી મળતાં નાટકની સમાપ્તિ થાયછે.

વિદૂષક-(કુદી નાચીને ગાવા માંડેછે).

**રાગ ઇંદ્રસભાનો.**

શાબાશછે શાબાશ, ખુશિ થઇ ઘણી મને;
પુરી મદદ આપવા, તયાર છું તને;
કુચાલ કાઢવા, ઉપાય હાથ આવિયો,
ખોળાવ સત્યનાથ સત્યનાથી ફાવિયો. ૧

## પ્રવેશ ૨ જો.

### સ્થળ સત્યનાથનું ઘર.

સત્યનાથ.

(પડદા પાછળ)

દોહરો.

ભાઇ ભગ્નિ નારી પિતા, ચાહે વળી તમામ;
અધિક હેત પણ અવનિમાં, મા સમ નહિ કો ઠામ. ૧

સત્યનાથ—(સજળ) અરે દૈવ આ તેં શું ગજબ કર્યો! નાનપણમાં બાપ તો ગુજરી ગયોછે, તેથી હેરાન પરેશાન તો થતાં હતાં પણ હે દુષ્ટ દૈવ તેટલાથી તને સંતોષ ન વળ્યો કે આ સંસારમાં જે સુખનું સાધન તે મારી પાસેથી પડાવી લીધું. અરે! મા, તારો પ્યાર અજબ હતો. તારી મીઠી નજર જોઇ મારૂ મન તૃપ્ત રહેતું, તારાં સુવાક્યો સાંભળી મારા મનને શાન્તિ થતી. તારી માધુર્યતા તથા તારા પ્યારની બરોબરી કોણ કરી શકે? તું કોઇ દિવસ બીજી ફુવડોની પેઠે મને ધમકાવતી નહોતી. હું સારો થાઊં અને તને સુખ થાય એ તું અહર્નિશ જપ્યા કરતી પણ અફસોસ! તે બધું ફોકટ! આ ફાની દુનીઆમાંથી તારો અમર આત્મા પરવરદીગારની હજુરમાં જવાબ દેવા હાજર થયો, અફસોસ!! દુનીયાં અફસોસ!

અરે હાય, જીવીને શું કરવું! જીવવું કોના માટે! અરે! મારે તો કોઈ સારૂં સગુ નથી કે મારી સંભાળ રાખે. મારે તો ઊપર આભ અને નીચે ધરતીછે. અરે હું શું કરૂ! અને ક્યાં જાઉં! આવી દરિદ્રતામાં રહેવા કરતાં મરવું, હજાર તો શું પણ લાખ દરજ્જે સારૂ છે. મારૂ મૃત્યુ આ વખતે થાય તો કેવું સારૂં! કારણ કે આ દુષ્ટ દુનીઆમાં હું એક ભુલા પડેલા મેંઢાની પેરે રખડું છું. એક ભુલો પડેલો મુસાફર ખોવાઇ ગએલો રસ્તો સાંઝ પડવાના સબબથી સોધી કહાડવાને જેમ આમ તેમ હાંફળીઆં મારે છે તેવી સ્થિતિમાં હું આવી પડયો છું. આંહી હું માત્ર બે વરસથીજ રહેવા આવ્યો છું તેથી ગામમાં પુરેપુરૂ કોઇને ઓળખતો પણ નથી!! મા બાપનું અકાળ મૃત્યુ તે શું અકથ, અસહ્ય, અતર્ક્ય દુઃખ નથી? મારે કોઈ ભાઇ ભાંડુ પણ નથી કે જેને દેખી મારા દુઃખમાં દીલાસો મળે. આ વખતે મને દૈવે આંધળો ભીંત કરી નાંખ્યો છે. નવા નવા વિચારો મારૂં કલેજું ફાડી નાંખેછે. હાય હાય! હવે શું કરવું?

લલિત છંદ.

અવળિ શું અરે, આ થઇ ગઇ, કઠણ વાત હું, ક્યાં કહું જઈ;
પરમ પ્રિતનો, પાર આવિયો, દુખ સમુદ્રમાં, હું ડુબાવિયો. ૧

સહન સંબધા, દુઃખ તેં કર્યાં, મુજ સુખાર્થ તેં,પેટના ભર્યાં;
હિમગિરી ધણી, દીલમાં ધરી, મુજ દુખાર્થે તેં, માત માહરી. ૨
પલકવાર જો, ન્યાળતી નહીં, અધિરિ થૈ જતી, તું અરે સહી;
પણ મુકી સદા એકલા મને, કેમ જવું ગમ્યું માતરે તને. ૩
કેમ કરી અરે, હું રહીશ રે! ગરિબ બાપડા ક્યાં જઈશ રે!
બદલો વાળવા, વખ્ત આવતાં, અરર વાલિ મા શું રહ્યાં જતાં.૪
સદગુણી સદા, સ્નેહ રાખતી, ભજન ભાવથી, રોજ ભાખતી;
કુણ સુણાવશે, સદ્ વિચારરે? કુણ ભવાબ્ધિથી, તારનારરે? ૫
ગણુતિ ગુણની, થાતિરે નથી, મન વિચારમાં, મરમરે ગથી;
કદિક વાંક તો, માફ કીજિએ, શુભ દયા તણું, દાન દીજિએ. ૬
અરર હાયરે, કેમરે થશે? દિવસ માહરા, કેમરે જશે!
કેમ કરી અને, તુજને મળું, ચરર ચિત્તમાં, હું બહુ બળું. ૭
નજર તાહરી, મિષ્ટ ક્યાં કને! નજર આવશે, માવડી મને!
નજર તે દુખે,દુઃખિયો ઘણો,ઘડિક આવિને, દુઃખતો હણો.૮

દોહરો.

ચાલી વાલી એકલી, કાંઈ ન લાગી વાર;
કેમ હવે તુજને મળું, રોઈ મરૂં ચોધાર. ૧
આંસુ ચાલ્યાં જાય છે, દિવસ રાત અપાર;
પલક પલક મરવા તણો, આવે છેજ વિચાર. ૨
અમાપ હેત ઘડીકમાં, તુજથી કેમ તજાય;
કાણ દીલની માવડી, કરવો શો ઊપાય. ૩

ઘડીએક અળગી થતી, મુઝાઇ ગરતો મંન;
ચાલી નિસરી એકલી, કેમ જશે મુજ દંન. ૪
ઉપકારો છે અતિ ઘણા, બદલો કેમ વળાય;
નાશી ચાલી એકલી, અરે હાયરે હાય!! ૫
માડી માડી ચોદિશે, પોકારૂં છું આપ;
તુજવણ હું છું એકલો, એતે કોનો શ્રાપ. ૬
અવગણના તુજ ગુણની, કરતો હું અજ્ઞાન;
ફળી શકયો તુજ જીવતે, નહિ તે હું નાદાન. ૭

હવે તો મરવા શિવાય મારે બીજો રસ્તો નથી, મરવું, મરવું, મરવું!! પણ આત્મ ઘાત કરવો? અરે! એતો મહાપાપ છે શાસ્ત્ર કહે છે કે જો કોઈ આત્મઘાત કરે તો તેને સાત જન્મ સુધી એવીજ રીતે પોતાની જીંદગીનો અંત આણવો પડેછે. હવે શું કરવું? એકે વાતે મને સુઝ પડતી નથી. ભીખ માગી ખાવું એ મહાકનિષ્ટ છે, ખાવા થઇએ તો "અશક્તિવાન્ ભવેત્ સાધુ" એ કહેવત મને લાગુ પડે. હું શું કેવળ અશકત છું? પણ ખોટમાં ખોટ એટલીજ કે આ ગામમાં મારી કોઈ વગ કરે તેમ નથી. ફિકર નહી, એમ ઊચાટ કરે કાંઇ વળવાનું નથી. વિધાત્રીના લેખમાંથી એક તલભાર મિથ્યા થવાનું નથી, ત્યારે હવે મારે મિથ્યા શોક મુકી દઇ પરમેશ્વર ઊપરજ આધાર રાખવો જોઈએ. મારા જેવા લાખો જીવનું તે પ્રતિપાલન

કરવા શક્તિવાન્ છે. પ્રાણી માત્રનો તે કર્તા, ભર્તા સમર્થછે. તેની મરજી હશે તો થોડા વખતમાં દુઃખનો અંત આવશે માટે હવે નકામા બેશી રહે કાંઇ દી વળવાનો નથી. કહેવત છે કે "જીવતો નર ભદ્રા પામે." અને ઉદ્યોગ કઠણમાં કઠણ ચીજને નરમ કરી નાખેછે. મારી પાસે એક ફુટી બદામનું ફાતરૂં પણ નથી. પણ ઠીક ઠીક મને સાંભર્યું આ ગામમાં દયાનંદ શેઠને ત્યાં મારી મા જીવતી ત્યારે વારંવાર તેની સાથે જતો અને મારૂં ભણવા તરફ લક્ષ જોઇ એ મને તેમની મદદ જોઇએ તો લેવા કહેતા. માટે સવારે તેમને મળું તો ખરો, જેથી સર્વ વાતે સારૂં થશે. તે ઘણા દયાળું, શાણા, સદ્‌ગુણીને દરેક રીતે લાયક છે. તેથી મને આશા છે કે તેઓ આશ્રય આપ્યા વિના રહેનાર નથી. મારે ગભરાવું નહી જોઇએ અને યા કીસમત કરી આ સંસાર સાગરમાં ભાગ લેવા મહેનત કરવી જોઇએ (એમ વિચાર કરતાં નિંદ્રાવશ થાયછે).

## પ્રવેશ ૩ જો.

### સ્થળ દયાનંદનું ઘર.

દયાનંદ. કંકાસકુંવર. સત્યનાથ.

(પડદા પાછળ)

ઈંદ્રવજ્રા.

દાતાનિ દાતાર્થ દિપેજ દાને, ગૃંસ્થાર્થ ગૃસ્થાનિ વિવેક માને;

જ્ઞાનીતણું જ્ઞાન વિદ્યા વધારે, મ્હોટાનિ મ્હોટાઇ પરોપકારે. ૧

ક્યાનંદ—અરેરે!! વખત ઘણો બારીક આવ્યો. વળી હમણાં બે વર્ષથી વરસાદ બરોબર થતો નથી જેથી ગરીબ-નો તો મરોછે. પરમેશ્વર જે કરે તે ખરી, આપણે તો હમણાં ઠીક બચ્યાંછે. ચીન મોકલેલ વહાણમાં પચાશ હજાર નફો રહ્યો, મદ્યપાનપુરી તરફ પણ દુ-કાનનું કામ ઠીક ચાલે છે. આપણા ઊપર પરમેશ્વર-ની મેહેરબાની જણાયછે. પણ હવે તો અમથો ભ-ણવા ઊપર લક્ષ આપે તો ઠીક; કારણ તે નિશાળે જવાનું નામ પડે છે કે પાધરો સંતાઇ જાયછે, ને રોવા માંડેછે, તે આપણને ઠીક લાગતું નથી. હવે શું નાનો છે?

કુંકસકુંવર—હવે અમથો નાનો તો નથી, માટે એનું વેવિશાળ કરવું જોઇએ. કારણ તેને કેવડો મોટો કરવો? આપણા જેવાનાં છોકરાં પારણામાં ન ઝડપાય તો શું ઢેડ વાઘરીનાં ઝડપાશે?

### ઇંદ્રવજ્રા.

પર્ણે નહી નાનપણેથિ જેકો, કુલીન શેનો જનમેલ એતો;
ભણ્યાથિ કોનો ભવ સૂધરેછે, લાખો વિના નોકરિ તો ફરેછે.

ક્યાનંદ—વેહેલાં પરણાવી શું નફો કાઢવોછે? પરણ્યો એટલે તે કાંઇ નિશાળે જવાનો નથી; ને પાછી તું ને તું જક બધ્ધ

બેસીસ, માટે મારો વિચાર એમ છે કે તે પંદર વર્ષનો થાય ત્યારે તેને યોગ્ય કન્યા સાથે પરણાવવો કારણ.—

ગીતિ.

પરણે બાળપણામાં, ઘણી રીતની ધાંચ નડે આગે,
વિચાર વિદ્યા માટે, વશ નહિ રે'તાં બિજે લક્ષ લાગે. ૧

કંકાસ—તમે તો મહારાજા છો. એમ કોઇ દિવશ બનવાનું નથી, મારો વિચારતો હવે એને પરણાવવાનો છે, કાલ કોણે જોઇછે, વખત તો તમે જાણોછો; એટલામાં કાંઇક ચાલ્યાં તો મનની મનમાં રહી જાય. મારે ક્યાં દશ પાંચ છોકરાંછે, મારે તો એકનો એક માટે એને પરણાવી લહાવો તો લઇ?

દયાનંદ-ઉતાવળી ન થા. ને હમણાં સારી રીતે ભણવા દે, કારણ કે જ્યાં સુધી તે નાનોછે ત્યાં સુધી જેમ કહેશું તેમ થશે, અને મોટો થઈ ગયો તો કાંઇ પાકે ઘડે કાંઠા ચડે નહીં. કુંમળુ ઝાડ જેમ વાળીએ તેમ વળે.

કંકાસ—તમને તો જ્યારે કહીએ ત્યારે એટલી ને એટલી માથાકુટ, તમને એકવાર કહીએ તે તો નજરમાંજ આવે નહીં.

દયાનંદ-હાલતો કાંઈ નથી. મારૂ માથું દુખેછે માટે આજી માથાઝીક કરાવીશ નહીં,

**કંકાસ**—"તળે આવ્યો રેલો ને વાત પડી મેલી" એટલે કહે છે કે મારૂં તો માથું દુખેછે, જ્યારે કહીએ ત્યારે તમારૂં માથું દુખવા માંડે.

**દયાનંદ**—તે શું હું જુઠું કહું છું? તું હવે આઝી ટકટક રહેવા દે નહીં તો બે બોલ કહેવા પડશે.

**કંકાસ**—તમારે ઘેર કહેવાની ક્યાં નવાઇ છે ને જો કાંઇ અધુરૂં હોય તો બાકી રાખશો નહીં. વળી મનની વાત મનમાં રહેશે તો પેટ ફાટી જશે.

**દયાનંદ**—અરે! આતો જેમ કહું છું તેમ આડો! એ કશાંક માનવાની નથી.

**કંકાસ**—હું તો મારે આ ચાલી. સાચું કહ્યું કોઇને ન ગમે ઠીક તમારી મરજીમાં આવે તેમ કરજો. (જાયછે) ને (સત્યનાથ પ્રવેશ કરેછે).

**દયાનંદ**—આવ સત્યનાથ આવ. તું આજ ક્યાંથી?

**સત્યનાથ**—આપના દર્શન માટે.

**દયાનંદ**—ઠીક કર્યું. પણ તારી મા ગુજરી ગયા પછી તો તારૂં બધું શરીર લેવાઇ ગયું એ શું? ઘણો બળાપો કરીશ નહીં. પરમેશ્વરની ગહન ગતીછે જે તે કરે છે તે વખતે ઘણું માઠું હોય તોપણ તે બ્યાજબી કરે છે એમ સંતોષ માન્યા શિવાય આપણો ઊપાય નથી. જે માણસનો અહીં ખપછે તેનો ત્યાં પણ છે. માટે શોક કરવો વ્યર્થછે.

ઇન્દ્રવજ્રા.

છે શોક મિથ્યા મરનાર માટ, કાંઈ વળે ના કરતાં ઉચાટ;
ઇચ્છા થઈ ઈશ્વરિ તેથિ એવું, માથે પડે ભોગવી તેહ લેવું. ૧

મહા પિતા જે જે કરેછે તે મનુષ્ય જાતના સારા માટેજ કરેછે એમ ધારવું જોઈએ. તેની શક્તિ આગળ કોઈનું ડહાપણ ચાલતું નથી; માટે દીલગીર થઈશ નહી.

**સત્યનાથ**—પણ શેઠ સાહેબ, મારી જીંદગી ફક્ત તેના ઉપરજ આધાર રાખતી જે મારૂં સુખનું સાધન તેજ પરમેશ્વરને લઈ લેવાની મરજી થઈ એની બાર તેની ધાડ. ત્યાં શો ઉપાય—પણ શેઠ સાહેબ તેમને ઘડીએક પણ વીસરતી નથી. શીવ! શીવ! તેનો હવે માયાળુ ચેહેરો હું કદી દેખવાનો નથી. તેને મેં હમેશને માટે ખોઈ. કેવો કાળો ઘા! અફસોસ, હવે- (એટલું બોલતાં ગળગળીત થઈ જાય છે).

**દયાનંદ**—અરે છોકરા તું ઘણો વલોપાત કરનોના. આ મોટા સંકટથી અંતઃકરણ બળે એ સ્વાભાવિક છે માટે હવે તું ગમે તેટલો શોક કરીશ તોપણ તેનું મો જોવાનો નથી.

**સત્ય**—શેઠ સાહેબ. ગરીબ માણસને કાંઇ આધાર ન હોય અને આવું થાય, ત્યારે બહુ માઠું લાગે. મારાં માતુશ્રીએ વિટંબણા ભોગવી આજ સુધી મને થોડું ઘણું તો ભણાવ્યો, પણ આજના જમાનામાં એ કાંઇ

બસ ગણાય નહીં; તેમજ મારાથી બીજુ કાંઈ પણ ગુજરાનાર્થે બની સકે તેમ નથી, તેટલા માટે ઊંચ પંક્તિની કેળવણી મેળવવી જોઇએ. પણ સાધન વગર શું કરવું?

**દયાનંદ**-તેં ક્યાં સુધી અભ્યાસ કર્યો છે વારૂ?

**સત્ય**—ઇંગ્રેજી સાતમું ધોરણ ચાલે છે, એટલામાં દૈવયોગે આ આફત આવી પડી.

**દયાનંદ**-ત્યારે હવે શું કહેવા માગેછે?

**સત્ય**—સાહેબજી કોઈ અંગ ઊધાર પૈસા ધીરે તો ગણું હું કેળવણી લેવા ખુશીછું કારણ કેળવણી વગરના માણસો આ દુનીઆમાં પુંછડા વગરના પ્રાણીઓ જેવા જણાવા. પણ અફસોસ! મારી પાસે એક બદામ પણ નથી. એવો કોણ પ્રભુનો લાલ મળે કે મને ઉત્તેજન આપે?

**દયાનંદ**—(મનમાં) પ્રભુ તારી ગહન ગતી છે. આ છોકરો ગરીબ છે પણ એક રત્ન પાકશે. હું સારી સ્થીતિમાંછું તો અમથો અકર્મી પાક્યો તેને બાર વરસ થયાં તે છતાં એકડો પણ કાઢતાં આવડતો નથી ને આ છોકરો કેવો હુંશીઆર છે.

**ચોપાઈ.**

આવાને ત્યાં નહિ સંતાન, ઘણા છોકરા ત્યાં નહિ ધાન;
લક્ષ્મી ત્યાં નહીં વિદ્યા નામ; કિસ્મતનું આ કેવું કામ. ૧

ઉદ્યમિને ના ધંધો મળે, આળસુ કામથી રીશે બળે;
સત્યને રે'વા ન મળે ઠામ, અગમ્ય એ ઇશ્વરનું કામ. ૨

(આસન) જો છોકરા તારે ગુજરાન ચલાવવા કાંઇ આધાર નથીતો કાલથી આપણે ઘેર આવી રહેજે ને ખુશીથી ભણજે, ને સારો અભ્યાસ કરીશતો મારી દુકાનમાં નોકર રાખીશ; માટે સવારમાં તારો જે કાંઈ સામાન હોય તે લઇ આવજે.

સત્ય—બહુ સારૂ સાહેબ. (જાયછે.]

——ooo——

## પ્રવેશ ૪ થો.

### स्थळ दयानंदनु दीवानखानुं.

દયાનંદ. કંકાસકુંવર. સત્યનાથ.

(પડદા પાછળ) દોહરો.

કુભારજા કંકાસણી, મળેલ જેને નાર;
તેનો એળે જાણવો, ગયેલ આ અવતાર. ૧

દયાનંદ—(એકલા)

શાર્દૂલ વિક્રીડિતવૃત.

તું છે વ્યાપક સર્વ ઠામ પ્રભુજી, તારો મને આશરો;
આવ્યો છું તુજ પાસ આશ ધરિને, તો પાપ માફી કરો.
પામું કાંઇક લગાર શાન્તિ મનમાં, તારી કરૂણા વડે;
બાકી આ ભવ સાગરેથિ પ્રભુજી શું? પાર મારો જડે, ૧

હે પ્રભુ! તારી અકલ લીલાછે. તું તરણાનો મેર ને મેરનું તરણું કરવા શક્તિવ.નછે, તારી ગતી કૃતિનો મહા વિદ્વાનો પણ પાર પામી શકતા નથી, તો મારા જેવો અં-ધમતિનો માણસ શું જાણે. તું સર્વ વ્યાપક, સર્વજ્ઞ, સર્વ શક્તિમાન મહાપિતાછે. તારા દરબારમાં હમેશાં સરખો ન્યાય વેહેંચાયછે, તારી શક્તિથી તારા, નક્ષત્રો, અને સૂર્ય ચન્દ્ર વગેરે ગ્રહોપગ્રહો આ.કાશમાં પ્રકાશેછે- તું હમેશાં માણસ માત્રનો સરનો.દાન કરેછે. થોડોક વખત લક્ષ્મીની મોહજાળમાં નાખી પછીથી તેઓનો ઘડાના છઠા ભાગમાં ક્ષણ કરેછે. હે મહા પિતા! જેવી તારી અમૃતમય નજર હાલ મારા ઉપરછે તેવીજ નિરંતર રેહે એમ મારી પ્રીતિપુર્વક પ્રાર્થનાછે. (કંકાસકુંવર આવેછે).

કંકાસ–કેમ, આજ આટલા બધા જ્ઞાનમાં ગુમ થઇ ગયાછો?

દયાનંદ–જ્ઞાનમાં કેમ?

કંકાસ—તે શું? તમે નથી જાણતા કે મને પુછો છો? તમારા મનથી તો હું કાંઈ સમજતી નથી.

દયાનંદ–એમાં વળી સમજવાનું શું આવ્યું?

કંકાસ—તમે રોજ પેલી લાયબ્રેરીમાં મોટાં મોટાં ભાષણ આપોછો તેમ આંહીં પણ 'ટાયલું' ટાયલું કેટલીકવાર સુધી બોલ્યા તો ખરા.

દયાનંદ-તારા જેવી બૈરી તો બધું ટાયલુંજછે તો.

કંકાસ—હા અમે તો મૂર્ખ એક સારામાં તમારો પંડ.
દયાનંદ-વળી આડા ચાલી કે?
કંકાસ—સાચું કહીએ તોપણ તમારે મન તો બધું આડુંજ
છે ને. ઠીક, અમે આડાં મુરખ હવે કાંઈ કહેવું છે?
દયાનંદ-રાંડની બુદ્ધિ કેટલી?

## સાખી મરાઠી ચાલની.

ભણિ ગણિ પણ આખર અબળા, જાતી ભુલ ભરેલી;
સ્વતંત્રતાને લાયક નહિતે, તાબેદાર કરેલી. ૧
શુક વાદ ન લાધ્યા પોતે, હઠ હૈયે ભરપૂર;
અર્થો અવળા કરતિ અનાડી, સંપથી વસતી દૂર. ૨

કંકાસ–તમારી બુદ્ધિ અમારે શું કામ આવે? તમે આમ રો-
જ બોલોછો, અને કરોછો, તેથી મને તો તમારા
પંડની ઘણી ધાસ્તી રહેછે કે વખતે રખેને ગમાન-
માં આવી, કાંઈ કાળું ધોળું કરો.
દયાનંદ-હમણાં નથી બોલતા એટલે જીભ ઘણી લાંબી થઈછે.
કંકાસ—અમારી તો રોજ લાંબીજછે ને. મર તમારી ટુંકી
હોય.
દયાનંદ-કેમ વાંસો ભારે થયોછે કે?

(એટલામાં સત્યનાથ આવેછે).

કેમ તારો શામાન લઇ આવ્યો?
સત્યનાથ–હાજી–હું લાવ્યોછું.
કંકાસ—કેમ, કયે ગામથી આવ્યા?

**દયાનંદ**—ગામથી ક્યાંથી આવે? એતો પેલા સ્વાદશંકરનો દીકરો છે, તેની મા મરી ગઈ અને બાપડો નિરાધાર થઈ ગયો, તેથી મેં કહ્યું કે આપણે ઘેર રહી અમથાને ભણાવજે ને તું એ ભણજે.

**કંકાસ**—એ બલા વળી શું વળગાડી? એ તે કેમ બને? આખા ગામનાં છોકરાં લાવોને? એવાં છોકરાં ગામમાં ખાજાંએ હશે, તેને લાવીને રાખ્યાં એટલે થયું. મારી માસીનો મફતીઓ બાપડો ઘણોએ હેરાન થાય છે, પણ કાંઈ આંહી લાવવા હા પાડી?

**દયાનંદ**—મફતીઓને આ કાંઇ સરખા નહી. વળી મફતીઓ ઘણો તોફાની તથા વ્યસની છે. માટે અમથા ભેગો રહે તો એને પણ એના જેવો કરે. પણ આતો ભણેલો છે, માટે અમથાને ભણાવશે વળી ગરીબ ને આશ્રય આપવો એ પૈસાદારનો ધર્મછે આપણે ઘેર રોજ વીશની પંગત પડેછે, તેમાં આ એકવીસમો—એક સંસ્કૃત શ્લોકમાં કહ્યુંછે કે:—

**ઇંદ્રવજ્રા.**

આનંદ આનંદ સત્પાત્ર પૂત્ર, નારી તણાં ભાપણછે મધૂર;
સન્મિત્ર લક્ષ્મી તણિ ભરપૂરી, પ્રીતી ન પત્નીપર જ્યાં અધૂરી'
હુકંમમાં હાજર સેવકો સૌ, મેમાન સન્માન વિશેષછે ભૌ;
ભક્તી પુજા ભોજન મંન ચાહે, સત્સંગતી, ધન્ય ગ્રસ્થાઈ માંહિ.

**કંકાસ**—બળી તમારી ગ્રસ્થાઇ મુકોને માંહે પુળો પણ બાલેલો

છે તો ઠીક છે (સત્યનાથને) અથવા સતનાથ જોતું મારા કહ્યા પ્રમાણે કરીશ તો રહેવા દઇશ, ને જો આડો ચાલ્યો તો જાણુ જે કે મારા જેવી ભુંડી કોઇ નથી. અમથાને ભણાવી ગણાવી પોપટ જેવો કરજે.

**દયાનંદ**–તેની કાંઇ ફીકર નહીં તે સદગુણીછે.

દોહરો,

સારો માણસ સેજમાં, સર્વ સાથ ભળિ જાય;
મરજી સહુની રાખતાં, વસ્મો નહિ વરતાય. ૧

**સત્યનાથ**–બા, એની હરકત નહીં હું અમથાભાઇને ખુબ ભણાવી થોડા વખતમાં હુશીઆર કરીશ. નીવડે વખાણ, બા, તમે રાજી થશો એમ કરીશ.

**કંકાસ**—છોકરો તો ડાહ્યો છે, મર રહે.

**દયાનંદ**–સત્યનાથ તું હમેશાં આપણે મેડ રહેજે, ને ખાઇપી આનુંદ કરજે, બેઘડી દુકાને પણ આવતો જજે,

(સર્વે જાય છે).

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ શેઠનું દીવાનખાનું.

**અમથાલાલ. સત્યનાથ.**

(પડદા પાછળ) **કોટક.**

બાણુ ભાવ ધરી ભવ સૂધરશે, મન આશ ધરેલ સહૂ સરશે;
તતકાળ તિમીર બધું ટળશે, અજવાશ થયે અળગાઇ જશે. ૧

**અમથો**-(હાથમાં ગંજીપો, મોઈ ડંડો, બગલમાં ચોપાટ સહીત પ્રવેશ કરેછે). સત્યનાથ આમ આવો આપણે પત્તે રમીએ.

**સત્યનાથ**--ભાઇ મને પત્તે રમતે નથી આવડતું.

**અમથો**--ત્યારે આવો ચોપાટ રમીએ.

**સત્યનાથ**-એ પણુ મને આવડતી નથી.

**અમથો**-ઉઠો ત્યારે ગીલી દંડે.

**સત્યનાથ**-મને કોઈ રમતતો આવડતીજ નથી.

**અમથો**-તમે તે કેવાછો? કાંઇ સમજતા નથી? ઉઠો સેલ મારવા જઇએ.

**સત્યનાથ**-ક્યાં સેલ મારવા જશો?

**અમથો**--માણુક ચોકમાં છીપલા કંદોઇને ત્યાં.

**સત્યનાથ**-ત્યાં શું?

**અમથો**--ત્યાં જઈ આજ મેં મારી બાની પેટીમાંથી રુપીયા ત્રણુ ચોરી લીધા છે. તેનો મેસુબ અને ગાંઠીઆ લેશું; ત્રણે ઉરાડી દેશું.

**સત્યનાથ**-એ શું, ચોરવું? ને એટલા બધા આજને આજ ઉરાડવા? આ હા હા !!...

**અમથો**--અલ્યા એમાં આહા શું? પરમદહાડે મેં બાની

સાંકળાની સમજણી લીધી હતી, ને પેલા અડબાઉ-
ભાઇ વીગરેને ખવરાવી હતી અમે તો રોજ એમ ઉ
રાડીએ તમને ખબર નથી. મને ખાવાના માટે રોજ
ચાર આના મળેછે ને ચોરૂં એ જુદું ઝટ કરો
પછી મોડું થાય છે. પુલ ઉપર ફરવા જવા વખત
નહીં રહે.

સત્યનાથ—અરે? રામ? આવડો છોકરો કેવા કુછંદે ચડયોછે.
હમેશાં ચોરી કર્યાનું તે પોતે કબુલ કરે છે અરે
એનું ભવિષ્ય કેવું થશે. દીવા પાછળ અંધારૂં. શેઠ
આવા ધર્માત્મા તેના દીકરા આવા. ખેર તેની હરકત
નહીં તેને હજી બાર વર્ષ થયાંછે માટે વારંવાર સમ-
જાવીએ તો વખતે સુધરવાની આશાછે કારણ તે
હજી સમજણના ઘરમાંછે. પછી મોટી ઉંમરે સુધર-
વો મુશ્કેલ.

ચોપાઇ (ત્રીતાળ).

થશે બાળથિ ન અઘરૂં કામ, પણ કળથિ થવાનું તમામ;
એક દિને ન મેરૂ ખોદાય, થોડે થોડે રસ્તો થાય. ૧

એતો ઠીક પણ અમથાભાઈ તમે નિશાળે જાઓ
છો કે?

અમથો—હા, રોજ જાઉંછું.

સત્યનાથ—ત્યાં શું ભણોછો?

**અમથો**—સાતડે એકડે.

**સત્યનાથ**—બસ એટલુંજ એતો બહુ થોડું. તમારા જેવડા છોકરાતો ઇંગ્રેજી ભણતા હોય.

**અમથો**—એતો બાપા હમણાં મારેછે તેમાંહું નિશાળે જાઉં છું નહી તો બંદા ક્યાં મુળગા જતાજ.

**સત્યનાથ**—એ બહુ ખોટું, તમે મોટા શેઠીઆના છોકરા કહેવાઓ ને ન ભણો તે ઠીક નહીં તમારે તો રોજ સારા પાઠ કરવા ને ખૂબ ભણવું, તમારે કોઈ વાતની ક્યાં ખામી છે કે ચોરી કરવી પડે. સારૂં ભણો તો બાપા ક્યાં પૈસા આપવા ના પાડેછે.

**અમથો**—હું જો ભણું તો રોજ અડધો આપવા બાપા કહે છે.

**સત્યનાથ**—ત્યારે તમે શા સારૂ ભણતા નથી.

**અમથો**—એતો યાર મને ગમતું નથી.

**સત્યનાથ**—એમ કેમ? લાવો તમારી સ્લેટ અને લખો જોઈએ

**અમથો**—કાલ વાત. અત્યારેતો ચાલો.

**સત્યનાથ**—નહીં ભાઈ તમને જેટલું આવડે એટલું તો લખો પછી જઈએ.

**અમથો**—ઠીક લ્યો ત્યારે. (લખવા માંડે છે ને થોડા વારે) લ્યો આ રહ્યું હવે ચાલો. (એમ કહી સ્લેટ ધરેછે).

**સત્યનાથ**—અહો આતો ઠીક લખ્યું જણાયછે. લખોતો સો

આવડે પણ નવરા બેશી ગપાટા મારે તો કાંઈ ન આવડે.

અમથો–લખે ભણે કોનું સારૂ થયુંછે. બા, રોજ કહે છે કે ભણે તે તો ભીખ માગે.

સત્યનાથ–એતો મશ્કરી કરતાં હશે એમ તે હોય?

અમથો—અમારે ભણીને શું કરવુંછે, બાપા મરે તો હમણાં વીશ લાખનો ધણી થઈ પડું. પછી તો બંદા જુદા રહે, ને રોજ ખુબ ઉડાવે ને કોઇ કાંઇ કહે તો લાત મારે.

સત્યનાથ–અમથાભાઇ આવું ગાંડું ગાંડું શું બોલોછો.

અમથો—તું ગાંડોછે, ચાલતો હોય તો ચાલ નહીં તો બેઠો રહ્યો. બોલાવ્યા એટલે મોંઘા થયા.

સત્યનાથ–ઊતાવળા ન થાઓ. મને આંક જોઈ લેવા દો પછી જઇએ. (મનમાં) છોકરો વંઠી ગયોછે આગળ વાત અત્યારે કહ્યું સાંભળશે નહીં. (થોડીવારે આંક તપાસી બંને જણા ગાડીમાં બેસી ફરવા જાયછે. ને બજાર જઇ અમથાને મીઠાઇ અપાવી તેને કહે છે) અમથાભાઈ તમારે આજ ખાવાનું લેવું હતું તે તો મેં અપાવ્યું માટે હવે તમે જે રૂપીઆ ચોરી લીધા છે તે ઘેર જઇ બાને પાછા આપજો.

અમથો—હું તો કાંઈ નહીં આપું. લ્યો તમારે આપવા હોય

તો આપજો (ત્રણ રૂપીઆ ધરેછે.)

**સત્યનાથ**—બહુ સારૂં (લઈ લેછે).



## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ. સત્યનાથની મેડી.

**સત્યનાથ.** **અમથાલાલ.**

(પડદાપાછળ) ભુજંગીછંદ.

નહીં સુધરે આદતો પે'લથીતો, પછીથી સુધરવી નથી તે કહીતો;
કળેથી કુચાલો જશે કાઢવાથી, સદા સદ્ગુરૂની શીખી દો કામ સાથી. ૧

**અમથો**—કેમ સત્યનાથ આજ મેળે આવવુંછે? આવવું હોય તો ચાલો મોડું થાયછે.

**સત્યનાથ**—હજીતો પાધરો એક વાગ્યો. અત્યારે મેળો કેવો? એતો પાંચ વાગે ભરાશે.

**અમથો**—વેહેલા જઇ ત્યાં કોડીએ રમશું. પરમ દહાડે હું ત્રણ રૂપીઆ હાર્યો હતો તેનો આજ બદલો વાળવોછે.

**સત્યનાથ**—તમે ત્યાં જુગટુ રમોછો?

**અમથો**—હા. ઘણાએ રમેછે હું ક્યાં એકલો રમુછું?

**સત્યનાથ**—સારા કામમાં હોંસનો વાદ કરવો નઠારામાં હોય નહીં.

**અમથો**—એમાં વળી નઠારૂં શુંછે?

**સત્યનાથ**—પણ તમે કેટલું વધારે શીખ્યા તે તો કહો?

**અમથો**—તે દહાડાનું નિશાળેજ કોણ જાયછે.

**સત્યનાથ**—કેમ?

**અમથો**—નથી ગમતું. સાળો મેહેતાજી તડ દઇ મારેછે.

**સત્યનાથ**—તોપણ લખો તો ખરા કેટલું આવડેછે.

**અમથો**—તમારી પાસે આવીએ એટલે એજ પંચાત. અમે લખનાર નહીં.

**સત્યનાથ**—વળી આડાઇ? લખો.

**અમથો**—લ્યો (એમ કહી અગડે મીંડે વીશ સુધી લખેછે).

**સત્યનાથ**—બધા આગળ વધે ને તમે પાછળ વધતા માંડ્યા. જુઓ હું કહું તે પ્રમાણે લખો.

**અમથો**—(લખવા માંડેછે ને થોડીવારે અટકેછે.)

**સત્યનાથ**—કેમ વળી અટક્યા?

**અમથો**—મને તો કાંઇ સુઝ પડતી નથી.

**સત્યનાથ**—ત્યારે પુછો, શું નથી આવડતું?

**અમથો**—મને તો આખો દહાડો પુછતે શરમ આવેછે (ગળ ગળો થાયછે).

**સત્યનાથ**—એજ તમારી ભુલછે. જુઓ

ઈંદ્રવજ્રા.

પૂછેજ તે પંડિત જાંણ પૂરો, ડાહ્યો રહે મૌનથિ તે અધૂરો;
બન્યા ઘણા પંડિત દેવ જેવા, જન્મેલ શું ઊદરમાંથિ એવા. ૧
જેને ગણીએ અતિ નીચ તોએ, તેઓજ વખ્તે ધનસાહ તોળે;

શિરે શિરે અક્કલ જૂજવીછે, લેવાયતો હર્કત ભાઇ શીછે? ૨
જાંહાં હતી અક્કલ વેંચવાની, બનાવિતી કોટડિ ત્યાં મઝાની;
તેમાં ભરી વિસ્વ તમામ રાખી, તિમીરમાં આમજ વેરિ નાંખી. ૩

અમથો—તમે કહોછો તો ખરા. પણ હરમાનદાસ બાવો મને ભણાવા આવેછે તે તો પુછીએ તો કહે નહીં ને ચુક પડે તો મારે; એટલે મને ગમે નહીં.

સત્યનાથ—(મનમાં) કાંક મન ઉપર અસર થઈ જણાય છે.

શોરઠો.

સુધરશે નર તેજ, ઠપકાનો ડર રાખશે;
ભણશે નક્કી એજ, કહી શિખામણ સાંભળશે. ૧

(પ્રાસન) બાવો એમ કરતો હોય તો કાલથી મારી પાસે ભણજો.

અમથો—એમતો ઠીક.

સત્યનાથ—જુઓ તમે હવે કાંઇ બાળક નથી. માટે જે હું જે બોલ કહુંછું તે તમારે હમેંશ યાદ રાખવા.

માલિની છંદ.

સમજ સુધરનારા, પાઠ વિચારથી તું,
શ્રમ લઇ શુભ સુધા, જ્ઞાનરૂપીજ પીતું,
ખરિ ખુબી ખુબ જોશો, પામશો રે ખુશાશો;
કઠણ ચિજ પણીનો, આગળે જેમ જાશો. ૧

### રોળાવૃત્ત

નથી હવે તું બાળ, થઈ ઉમ્મર છે તારી,
લે પાટી તુજ હાથ, અંગથી સુસ્તિ ઉતારી;
છે ભણવામાં શર્મ, મર્મ એ મનમાં રાખે;
તેનો આગળ જતાં, દુઃખનો સ્વાદજ ચાખે. ૧
ઉમ્મર વિતી જશે, વિમાસણ વળતી થાશે;
આવી હેઠા હાથ, આખિ બાજી વિખાશે;
થોડો થોડો પાઠ, કરંતાં શ્રમ નહિ પડશે;
નિત્ય મા'વરા થકી, જ્ઞાન ચક્ષુ ઉઘડશે. ૨
મોજ શોખને વાત, આદિ આગળી સંસારી;
દુઃખ સુખને પાર, માન અપમાન વિસારી,—
વિદ્યા પાછળ પ્રેર, વૃત્તીઓ સઘળી તારી;
જાહેર ફતેહ થશે, ભાઈ આગે તો બારી. ૩
શિક્ષક કહે તે ઠર, લઈ લક્ષે તું ધરજે;
અને બેસિ એકાંત, વિચારો વળતી કરજે;
તો ભુલિશ નહીં કદી, પાઠ ભણનારા તારો;
સરળ રીત આ શિખે, સદા પામિશ તું આરો. ૪
બેઠો રહેતો કદી, નહિ તું ઠોઠ બની જઈ;
પણ બિજની વડાઇ, કર શ્રમ શાળામાં લઇ;
નહીં આવડ્યા થકી, મંન મુઝાઇ પૂરો;
અકળાતો તું નહીં, યત્ન રાખીજ અધૂરો. ૫
નહીં કદી સમજાય, શીખ તું બીજી વારે;

હિંમત રાખે પ્રભુ આવશે તારી વારે;
વિદ્યામાંછે ઘણા, વાડ કાંટા સમ રસ્તા;
અવળા સવળા વળી, નથી ઉતરવા સસ્તા. ૬
રોજ ભણતો નહીં, બની મોટો અભિમાની;
સાદો થા તજી આપ-ચીપ મુર્ખાઈ નિશાની;
ખમજે ડાંડી માર, પછી તો શાણો થઈને;
ભણિજા માટે ભલું, દાખલો એમ લઈને. ૭
તારા ફક્તજ સ્વાર્થ, માર શિક્ષક દેનારો;
એનો પણ આગળે, અભિપ્રાય તો આ સારો;
તે શીખી સુબોધ, કરે કેળા આ ટાણે;
તેના જેવો થવા, કેમ તું મન ન આણે? ૮

અમથો:—ભાઈ સાહેબ આતો બહુ સારી વાત કહી. જો મને ધીરે ધીરે ભણાવવા મહેનત કરશો તો હું ભણીશ. આટલા દહાડા હું ભણવા નામે સંતાઈ જતો તે ખાતર મને પસ્તાવો થાયછે. બાપા મારા ઉપર રોજ ગુસ્સે થાય છે તે નહીં થાય. બધા છોકરાને ઇનામ મળેછે તેમ મને પણ હવે મળશે; ને મહેતાજીનો માર પણ નહીં પડે.

સત્યનાથ—તેની કાંઈ હરકત નહીં. (સમજી ખાં આવેછે).

સમજી—અમથાભાઈ ચલો ખાનાકા બખ્ત હુવાહે.

અમથો—સત્યનાથ ચાલો.

સત્યનાથ—તમે ચાલતા થાઓ હું આવુંછું. (જાયછે)

## પ્રવેશ ૭ મો.

### સ્થળ. ભોજનશાળા.

કંકાસ કુંવર, અમથાલાલ, દયાનંદ.

(પડદા પાછળ,) હરિગીત છંદ.

લાગે ચડસતોવાર લાગે, નહિં જ વિદ્યાભ્યાસમાં;
મન દિધાથી મસ કઠણ વસ્તુ, આવડે જુજ માસમાં;
શ્રમ આગલે સેંલુ સકલ, છે કામ થાતાં વારના;
બહુ દયા લાવિ પુત્રની, ભણતાં કહીતું વારના. ૧

**કંકાસ કુંવર**—કેમ ભાઈ, આજ આટલું મોડું થયું? રોજ તો તું વહેલો આવી બેસી રહેતો.

**અમથો**—બા. આપણા ઘરમાં બાપાએ પેલા સત્યનાથને નથી રાખ્યો? તેણે મને ભણવા માટે સારી શિખામણ દીધી, ને મને થોડું શિખવ્યું તેથી વાર લાગી. બા, તે ઘણો ખબડદાર છે.

**કંકાસ**—એમ કે? ત્યારે તું રોજ એની પાસે ભણજે.

**અમથો**—પણ એક બીજી વાત એ થઈ કે રોજ હું આ-પણા ઘરમાંથી ચોરી કરી, મિઠાઈ ખાતો ને જેમ મરજીમાં આવે તેમ ઉડાડતો, જૂઠું બોલી નહિ પકડાવામાં બહાદુરી માનતો, લુચ્ચાઈ દાંગાઈ કરતો તે તમામ કુચાલ છોડી દેવા સત્યનાથની શિખામ-

ણ મને હાડોહાડ વ્યાપી ગઈ છે. બાપા એને રો-
જ આપણે ત્યાં રાખજો.

**દયાનંદ**—હેં અમથા, તું આ ખરેખરૂં કહે છે કે રોજની
પેઠે ગપાટા મારે છે? મને તારૂં કહ્યું ધ્યાનમાં આ-
વતું નથી. કારણ

સોરઠો.

જૂઠા જે જન બોલ, બોલ તે બકવા કરે,
થાય ન તેનો તોલ, સાચું બોલે તોય પણ, ૧

**અમથો**—ના બાપા, હું ખરેખરૂં કહું છું. ને હવેથી હું
કોઈવાર તમારા ઠપકાને પાત્ર થનાર નથી. એની
શિખામણ મેં કલેજામાં કોતરી રાખી છે. તે ઘ-
ણો ભલો છે, ને તેની વાણી મીઠી છે.

ભુજંગી છંદ.

નથી લાગતો સ્વાદ, મૂને કશામાં;
હવે પૂર્ણ કાઢ્યો, કુસંગે વરસમાં;
રહે ચિત્ત ચીંતા, પુરો પાઠ થાતા;
ગમે તે મુકીના, મને બાર જાતા. ૧

**દયાનંદ**—ઠીક ત્યારે. પણ જો તું આ પરિક્ષામાં પાસ
થઈ ઈનામ મેળવીશ તો હું પણ સત્યનાથે થોડા
દિવસપર આપેલા ત્રણ રૂપીઆ તને પાછા આપીશ.

મોતીદામ છંદ.

અરે શુભ આશ, કહું પી સદાર

અહોનિશ સંપ, ઘણો વરતાય;
કુચાલ મુકે તન. શીખજ માનિ,
ખરે ચડતા, દિન કેરિ નિશાનિ. ૧

**અમથો**—બહુ સારૂં બાપા, પણ સત્યનાથને આપણે ઘેરથી કાઢશો નહીં.

**દયાનંદ**—હું તો એને નહીં કાઢું પણ તારી બાને કહે.

**કંકાસ**—તારે ભાઇ, તું એનાં આટલાં બધાં વખાણ કરેછે, તો મારે એને શા માટે કાઢવો જોઇએ. છોને રહેતો. આપણે શાની ખોટછે, ને તારાથી મારે શું વધારેછે?

**દયાનંદ**—ઠીક ત્યારે ચાલો રસોઇ કરી જમયછ.

**કંકાસ**—છોકરો સારો ગરીબ નીકળ્યો. મેં જાણ્યું કોઇ ફાટેલો હશે.

**દયાનંદ**-એતો જ્યારે એના શુભ ગુણની ખબર પડશે ત્યારે તું જાણીશ. પણ ચાલો બહુવાર થઇ. કેવળરામ ઉતાવળા થતા હશે.

(ત્રણે જણ જમવા બેસેછે).



## પ્રવેશ ૮ મો.

સ્થળ—શયનગૃહ.

દયાનંદ.    કંકાસકુંવર.

માલિની છંદ.

કુવડ તણિ અગાડી, વાત સૌ ફોક થાશે;
લવરિ વિષય સારા, રે કહેથી ગણાશે;
દરપણ મુખિ શું એ, અંધ પીછાનનારી;
બધિર ગુચનિ ગોષ્ટી, શું સુણે જો વિચારી. ૧

**કંકાસ**—સાંભળો છો કે? હમણાં તમે પેલાને આપણે ઘેર રાખ્યોછે ત્યારથી આપણા અમથાને હું બિલકુલ દેખતી પણ નથી, એતે અહીં છે કે કોઇ ગામ ગયાછે? જરા ખાધુંનખાધું ને આ દોડ્યો, એતે આખો દહાડો શું કરતા હશે?

**દયાનંદ**—તને ખબર નથી? એતો હવે સત્યનાથ કને ભણુ ભણુ કરેછે, તેણે તેના જૂના સોબતીને રજા આપી છે. હવે તો એ ને સત્યનાથ આપણે ત્રીજે માળ ભણે છે.

**કંકાસ**—આખો દહાડો ભણીને શું કરવું હતું? થોડું ઘણું નામું લખતાં શિખ્યા એટલે બસ; એને ક્યાં કમાવા જવું છે? મેં જાણ્યું કે કાંઈ માંદો નથી ને એનું શરીર કેમ આમ લેવાતું જાયછે? પણ બળ્યું હવે ખબર પડી. આખો દહાડો ભણુ ભણુ! હાય હાય!

એને કેમ પોસાય? એતો છોકરાનું બધું લોહી બ-
ળી જાય, લોહીનાં પાણી થઇ જાય. ને આંખે
ચસ્માં ઘાલવા પડે. મને તો ખબર નહોતી, એટલે
બોલતી નહોતી પણ તમે કેમ કાંઈ કહેતા નથી?

દયાનંદ—શું કહેવાનુંછે? ભણે તેમાં શું? છોકરોતો ભણેજ ને?

કંકાસ—તે શું તમારે મારા એકના એક છોકરાને ભણાવી-
ને મારી નાખવો છે? એતો નહીં બને, તમે તો
સાવ નિર્દય થતા જાઓછો. ભાયડાઓને દયાતો
હોયજ નહીં. તમે પંડે રોજ પેલા લાયબ્રેરીમાં જ-
ઇને ગેગડીઆં વાંચોછો એટલેજ બસ. એને બચા-
રાને હાલો શા સારૂ ગોંધવો જોઈએ? આ તમારી
રીત મને બીલકુલ ગમતી નથી.

દયાનંદ—એમાં ગમવા ન ગમવાનું શું છે? છોકરો ભણશે તો
સુખી થશે. વખત ફેર આવેછે, મારે તેની તરવાર,
પાળે તેનો ધર્મ ને ભણે તેની વિદ્યા છે; તો શા સારૂ
ન ભણવું? આ સત્યનાથને આપણે ઘેર રાખ્યો એ
બહુજ સારૂ થયું, કારણ તેની દેખાદેખી તથા વિ-
ખામણથી ભણવા માંડયો, પ્રથમ તો તે રોજ
ચોરી કરતો, જૂઠું બોલતો, ને નિખજનો તો પાર
નહોતો; પણ હવે કેવો સુધરવા માંડયોછે. કહ્યુંછે કે—

દોહરો

અજ્ઞાની જડ બુદ્ધીને, મૂર્ખ તણો સરદાર;

સત્સંગેથિ મનુષ્યને, નહીં સુધરતાં વાર. ૧

સત્યનાથ કેવો હુશીઆરછે? આપણા પડોસીનો દી-
કરો એમ. એ. ની પરીક્ષામાં પાસ થયો.

**કંકાસ**—અરે હાય હાય મારે તો એને એમ. એ. બેં. મે.
નથી કરવો, એ છોકરાને તો ક્ષય રોગ થયોછે ને
પેટમાં ગાંઠ પડી ગઈ છે. શું ભણાવીને હાથે કરી
મારવો? જુઓને તમારો સત્યનાથ કેવો દુબળો છે,
શું મારા છોકરાને એવો કરવો છે? એતો મુઓ. પણ
મારે તો એકનો એકછે માટે આજ સાંજરે આવે
ત્યારે ભણવાની ના પાડજો.

**દયાનંદ**-તું કેવી મૂર્ખછે? કાંઈ સમજતીજ નથી. એકને ક્ષય
રોગ થાય કે દુબળો હોય તો બધા તેવાજ થાય?
એક ભણતે મરે એટલે બધા મરી જાય એમ કંઈ
નિયમછે? આપણી મહાકુંવરનો બેટો પાસ થઈ મરી
ગયો એટલે શું તેના બીજા છોકરા ન ભણ્યા? જો
એનો કાંકરાશંકર કેવું ભણ્યોછે? હાલ તે કેવી મોટી
જગો ઉપરછે. પૈસો અનિશ્ચીતછે, પૈસાનો વિશ્વાસ
નથી, ને વિદ્યા કેવીછે તે સાંભળ.

**મંદા ક્રાંતા વૃત,**

વિદ્યા દેવી, સકળ ગુણની, ખાણ ખાસી ભરેલી;
રત્નો લેવા, શુભ ગુણરૂપી, ખુલ્લિછે તે મુકેલી;

જે ચાહો તે ખુશિથિ લઇને, જાળવોરે ઘણું તે;
પામે જાવા, નહિજ ફરિને, કામ છે આપણું તે. ૧

માટે ભણવામાં ઘણા ફાયદાછે, મારે તો એને ખૂબ વિદ્યાભ્યાસ કરાવવાનો વિચારછે. તારે એ વાતમાં કાંઈ ડહાપણ કરવું નહિ, ને કરીશ તો હું માનનાર નથી, તું તારા માનસર રહેજે નહિતો બે વાત કહેવી પડશે.

**કંકાસ**—મૂર્ખ રાંડ છું, હું કાં ન સૂઝ કે દેખવું એ નહીં ને દાઝવુંએ નહિ. તમને પરણી શું સુખ પામ્યા? આખો દહાડો લુડીની પેઠે કામ કરવું. મારૂં કાંઇ પૈસા ભાર પણ તમારી આગળ ચાલેછે, કાંઇ કહીએ એટલે ઘેલી ઠરાવેછે. ઠીક ભણાવો. (રડેછે)

**દયાનંદ**–( મનમાં )

લાવણી.

મહાકષ્ટ મનેછે ગણી નઠારી નારી.
બહુ કહ્યા છતાં પણ બને નહિં ઊપકારી;
ઘર ધંધો માથાફોડ લડિને કરતી,
શીખામણ અક્કલ વિના ઉરે નથી ઠરતી;
કંકાસ વગરનું કામ, એક નથિ થાતું,
આ ક્લેશ થકિતો હવે મને નથિ સાતુ;
પહેલે પરણેલી, વિના વિચારે તેથી,
નટખટ આ નારી નડે, વળી હદ એથી. ૨
કહું ઉત્તર જાતો, દક્ષિણ દીશ ચાલે,

પાણી માગું તો, પા'ણો લાવી આલે;
સમજાવી કેતાં ઉલટી સામી થાતી,
સંસાર સુખ વિનાની, જીંદગી જાતી. ૩
નરનારી કેરિ જોડ, પ્રભુએ કીધી,
શા માટે આવિ સ્વભાવ ખોડો દીધી?
વિન ઉપાય અલબત, જન્મારો આ ખોવો,
સંસાર સુખનો, નથી લાભ કાંઇ જોવો, ૪
સાસરિયાં સંગે, રોજ રિસાઇ રહેતી,
પીયરિયાં પ્યારાં, પતિવ્રતા આ કહેતી;
શું અર્ધ લોહિ તે, ચુસિ જાયછે એવી,
તેથી મારે તે, અર્ધઅંગના કહેવી. ૫
બહુ કંથ કુટુંબી સાથ, દ્વેષ રાખે છે,
ભુડું તેઓનું સદાય, તે ભાખે છે;
આભુષણ બીજા તાણું, જોય તો પેલી,
તેવાં લેવા કંકાસ, કરે સહુ પે'લી. ૬
રોતાં રિસાતાં વાર, જરા નહિ લાગે,
ઇચ્છે લેવા જે વસ્ત. મુખથી માગે;
સંતોષ લાજ મર્યાદ, દૂર છે મુક્યાં,
શીર વગર વિચારે કર્યાં, તાણાં ફલ મુક્યાં. ૭
શબ્દો તો જાણે શસ્ત્ર, કાળજું કોરે;
આળસથી પંડે ભરી, રાત દી ઘોરે;

પંડ છે તેવિ પ્રજા, બગાડિ દીધી;
કંકાસ કુંવરની કષ્ટ, કથા મેં કીધી. ૮

(ચાસન) ગમે તેમ છે, પણ હાલતો ભણશે; કારણ સત્યનાથ જેવો વિદ્વાન શિક્ષક મળ્યો છે તો તે તક નહીં ચુકવી જોઇએ. ધન્ય ભાગ્ય અમથાનાં આહાહા !? શું સારો છોકરો છે.

કંકાસ—(મનમાં) આતો બહુ કચવાતા હોય એમ જણાય છે, માટે આ વખત તો લાવ સારૂં મનાવું આગળની વાત આગળ. (ચાસન) હેં તે ઘણો વિદ્વાન છે? મને તો કાંઈ ખબર નહીં, ઠીક, ભલે ભણે મને તો એનું મોંએ ગમતું નથી; પણ તમે કહોછો કે અમથાને સૂધાર્યો તો હું એને કાંઇ કહેતી નથી. નહિ તો એતો "બેઠો ખાઊં ને નહીં કમાઉં છે" આપણે તે શું એનાં રણ ભાગ્યાં છે? મફતનું ખાવું ને મેડીએ સુવું, ઘોડા ગાડીમાં બેસી ફરવું પણ એ બધું અમથાને લીધેકની? હુશીઆર કરશે તો ઠીક નહીં તો પછી એની વાત.

દયાનંદ-એ છોકરો તારા છોકરાને એવા સુધારશે કે એનો ઉપકાર તું કદી ભૂલીશ નહીં.

કંકાસ—ઉપકાર તે હું એનો માનું કે એ મારો માને કે મેં એને રહેવા દીધો. (જૂદાં પડે છે)

## પ્રવેશ ૯ મો.

### સ્થળ. શેઠનું દીવાનખાનું.

અમથાલાલ. દયાનંદ. કંકાસકુંવર. સત્યનાથ. અક્કલમંદરામ.

(પડદા પાછળ)  દોહરો.

મૂરખ મન મૂંઝાઈને, બડાઈ મારે ફોક;
સાચિ ધણિની ધારણા, સમજે વિરલા કોક. ૧

**સત્યનાથ**—કેમ, અમથાલાલ ત્રણ દિવસથી દેખાતા નથી?

**કંકાસ**—એને તો તાવ આવે છે, ને કોક કોક વેળા પેટમાં ગોટો ચડી આવે છે કે બોલતોએ નથી, ને ચાલતોએ નથી.

**સત્યનાથ**—એમકે? મેં તો જાણ્યું કે કેમ ન આવ્યા?

**કંકાસ**—તમારે ખબર કાઢીને ભગુવાનું કહેવું હતું કે બીજું કાંઈ કહેવું હતું? ભાગુવી ભાગુવીને આ દશાએ તો લાવ્યા. અરે! આતો ખાતોએ નથી ને પીતોએ નથી. અરે રામ! શું થશે?

**દયાનંદ**—એમાં થવાનું શું હતું? શરીર છે તો બે દિવસ સાજુ માંદુ રહે. એમાં શું? કોઈ માંદુ નહીં થતું હોય? ગયા શિયાળામાં જોને હું કેવો માંદો થયો હતો? પણ પરમેશ્વરે થોડા દહાડામાં ફેર પાડયો, તેમ એને પણ ફેર પડશે.

શાર્દૂલ વિક્રીડિત છંદ.

આવે શીર અથાગ રોગ, નહિ કો આવી મળે ભાગિયો,
સે'નું કષ્ટ ઉપાય કાંઇ ન મળે, છે દેવ જ્યાં રૂઠિયો;
લાખો ખાય દવાનિ શીશિ કરિથી, ધાર્યું કરે ઇશરે;
મંત્રો વૈદ્ય નવા નવાથિ ન મટે, છે માત્ર એ ભીતરે, ૧

**આમથો**—બા. મનેતો પેટમાં કાંક થઇજાયછે. અરેરે!(રોયછે,)

**કંકાસ**—અરે રામ રામ! હવે શું થયું? ભાઇ શું થાય છે બાપુ?

**આમથો**—અરે મને કોઇ મારે છે.

**કંકાસ**—ઓ મારા બાપ! તને શું થાય છે? તને મારનાર કોણ છે?

**દયાનંદ**—આમથા તું મન સ્થિર રાખ (કંકાસ કુંવરને) તાવછે તેથી બકાય. એમાં તારે ગભરાવાનું શું છે?

**આમથો**—બાપા, મારાથી હવે શુનું નથી રહેવાતું.

**દયાનંદ**—ત્યારે બેઠો થા. (બેઠો કરે છે)

**કંકાસ**—તમારેતો પૈસો બવો ગળે બાંધવો છે. છોકરો દશ દાહાડાથી માંદો છે પણ કોઇ વૈદને પણ બોલાવોછો? રોજ રોજ દાકતરનું ઓસડ પાયા કરો છો; દાક્તર તે ઓસડમાં શું સમજે? એતો પીટ્યા કહેશે કે જીભ દેખાડ. શું જીભ દેખીને તે ઓસડ થવાં હશે? ને જો થોડા વખતમાં ન મટે તો પછી ઝેર દઇ મારી નાંખે ને મુંબઇ કરે, આપણી રેવાના ફીક-

લાને જૂવાને મારી નાખ્યો કની?

**દયાનંદ**—કેવી મૂર્ખ છે? એમતે કોઈ મારી નાંખે? સરકાર હુશીઆર દાકતરો સાખે છે તે એવા દુષ્ટ નથી કે લોકોને મારી નાંખે.

**કંકાસ**—મારેતો ગમે તેમ થાય તોપણુ છોકરાને દાકતરનું ઓસડ કરવું નથી. મારેતો પેલા અકમમંદરામ ભટ વૈદને બોલાવવો છે. એનું ઓસડતો રામ બાણુછે.

**દયાનંદ**—એને વૈદુ કરતેજ કયાં આવડે છે? એતો ગાજો ફૂંકી આખો દહાડો પડયો રહે છે. માટે એને તો નથી બોલાવવો.

**કંકાસ**—તમેતો છોકરાને મારવાના થયા છો, તમે કેવા કઠણુ હૈયાનાછો કે છોકરાની આવી સ્થિતિ થઇ છે તોપણુ તમને દયા નથી આવતી. પૈસો પછી શું કામ આવશે? એ છે તો બધું એ છે નહિ તો પછી પૈસામાં પૂળો મૂકશો? માટે ઝટ વૈદને બોલાવો.

**દયાનંદ**—(મનમાં) હવે આ જક છોડવાની નથી (પ્રાકટ) જો તારી મરજી એમ છે તો મુનીમ આવે ત્યારે એને તેડવા મોકલું.

**કંકાસ**—મુનીમનું એમાં શું કામ છે? જેને કહેશો તે તેડી આવશે, એ આવેતો ઝટ છુટકો થાય.

**દયાનંદ**—એમ તે વળી ઝટ છુટકા થતા હશે? એ કાંઇ દેવનો

દીકરો નથી, ધીમે ધીમે ફેર પડે. એમાં ક્યાં બા-
ધ જવુંછે?

અનુષ્ટુપ્ છંદ.

ત્વરાથી આવતો રોગ, જાય તે ઝટના મટી;
કર્મના જાણવા ભોગ, જાય જો સઘના ઘટી. ૧

કંકાસ—તમારે તે આમ વાદ કરવોછે કે બોલાવવોછે? ત-
મારો સ્વભાવતો હમેશાં જક્કીજ રહ્યો. આવી વખતે
તે જક હોય?

દયાનંદ-અહીં તો કોઈ નથી લે, તું કહેતી હોય તો હું જાઉં.

કંકાસ—નારે તમે ક્યાં જાઓ? આ સત્યનાથને મોકલોને?

દયાનંદ-એતો અજાણ્યોછે મારે ક્યાં જાય.

કંકાસ—શું નાનોછે? આવડો આપલા જેવડોતોછે. પુછ-
તાં પુછતાં તો લંકામે જઇએ. તમે એને કહી શકતા
નહો તો લ્યો હું કહું. અલ્યા સત્યનાથ જા, અ-
ક્કલમંદરામ વૈદને બોલાવી લાવ.

સત્યનાથ-લ્યો બા, આ ચાલ્યો. (જાયછે)

(પડદા પાછળ)

મહીદીપ છંદ.

શું દયાળ દિલ્લ, શેઠજી તણું દિસેછે;
અધીક ક્રુરતા, શેઠાણિ દિલ્લના વિષેછે;
પ્રિય પુત્ર માટ, કામ પણ નહીં બતાવે;
આવિ ષણી ન શીખતા, સંસારિ કામ આવે;

(થોડીવારે વૈદને તેડીને આવેછે) તેને જોઈને.

**કંકાસ**—આવો વૈદરાજ પધારો. જુઓને આપણા અમથા ભાઈને પંદર દિવસથી તાવ આવેછે, તે ઘરમાં કહેતો નહોતો પણ બે ત્રણ દિવસથી તો લોથપોથ થઈ ગયો છે.

**અક્કલ**-ફીકર નહીં. (નાડ જુએછે) આહા!! શું તાવ આવ્યો છે? આપણી તો કારી ફાવે એમ નથી.

**કંકાસ**—હેં એમ શું કહોછો. તમને રાજી કરશું. તમે ઘણા-ને સાજા કરોછો—તમારાં ઓસડતો રામબાણછે.

**અક્કલ**—ત્યારે બોલો શી મરજીછે?

**કંકાસ**—અગાઉથી બસેં ને સાજો થએ પાંચસો આપશું. વળી કાંઈ એક દિવસનું કામ નથી.

**અક્કલ**—એમાં કાંઇ વળે નહીં, એક કોથળી તો જોઇએજ.

**દયાનંદ**-મહારાજ તમે ઓસડ કરવા આવ્યાછો કે સા-રું કરવા? પ્રથમ ઓસડ કરોને આરામ થએ જે કહેશો તે આપશું.

**અક્કલ**—ત્યારે હાલ શું બોલો?

**દયાનંદ**-હાલતો એક રાતી પાઇ પણ નહીં. ને જો, આમ ચાળા કરવા હોય, તો રસ્તો લ્યો. મારે તમારા ઓસડની જરૂર નથી.

**અક્કલ**—બહુ સારૂ ત્યારે એમ, પણ સાંભળો.

ઈંદ્રવજ્રા.

સાજે શરીરે સઘળુંજ સારૂં. માંદા પડે તે બનતું નઠારૂં;
સાથે ન કોડી પણ આવવાની, ખાધે દવા કાય સુખી
થવાની. ૧

કંકાસ—અરે બાપજી, એનો તો સ્વભાવજ એવો છે, જરા
ઉભાતો રહો.

અક્કલ—નહીં, નહીં. અમને જ્યાં અપમાન મળે ત્યાં ક્ષણવાર
પણ ઉભા રહેતા નથી. અમે મરવા સુતેલાં મનુષ્યો-
ને પણ માત્રાના જોરથી ઉભાં કીધાંછે. અમારે
ક્યાં ગ્રાહકની ખોટછે? તમારે તો દાક્તરજ પટે કે
મરતાંમા બીસ્તીનાં ભરેલાં કોઆતાનાં પાણી મળે.

નગરવરૂપિણી છંદ.

નિમાપ એક માત્રના, ઠરે પગો સુપાત્રના;
વિવેક જ્યાં મળે નહીં, અપમાન થાય રે સહી. ૧

દયાનંદ—જવાદે એને, માગી ખાવું અને વળી ગિન્નજ કે-
ટલોછે? દાક્તર ખાસું ઓસડ કરશે.

સત્યનાથ—આપ કહોછો તે વ્યાજબીછે, એતો ધુતારો છે,
જુઓને ઓસડ કર્યા પહેલાં પૈસા માગેછે, વખ-
તે પોતાની ફી તો માગે પણ, આતો વેપારીની પેઠે
સાટું કરેછે.

શાર્દૂલવિક્રીડિતવૃત.

થોડું માન અને ઘણો દબદબો, રાખે ન શાણા જનો;

વીવેકે સનમાન સૌનું કરતાં, કરતા સદા જે વનો;
કોદિ વૈદ થવાય ના કદિ મળે, જો સુંડનો ગાંગડો;
ધારે એમ નજે, ગણાય મુરખો, એતો સહુથી વડો. ૧

દયાનંદ–વાસ્તવિક છે. હું તો પ્રથમથીજ ના કહેતો હતો, પણ એ આવળી થઈ એટલે બોલાવવો પડયો, નહીં તો હું એ ઊંટને સારી રીતે ઓળખું છું.

કંકાસ—ઠીક, તમને કયાં કાંઈ ચાનકછે, છોકરાને આવો ગાંદો જુઓછો તોપણ વૈદને કાઢી મુકયો. ઠીકછે હવે તમારા દાકતરનું ઓસડ કરવું હોય તો કરો. હું તો મારે આ ચાલી. (જાય છે)

દયાનંદ–ત્યારે સત્યનાથ તું ઉતાવળો જા, ને દાકતર સાહેબને ભાઈની હકીકત મારા સલામ સાથે કહી ઓસડ લઈ આવ, ને સાંજે તપાસવા જોવા આવવા કહેજે.

સત્યનાથ–જેમ આજ્ઞા. (જાયછે)

——ooo——

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ, ઘરનો ચોક.

દયાનંદ. કંકાસકુંવર. સત્યનાથ. વિપ્રસંતોષી.

(પડદા પાછળ) દોહરો.

જુઠું પરનું ભાખતાં, મો'ર ન રવ્યિં માંય;

હેયા ફુટાં માનતાં, ધરે ન સંદે' કાંય. ૧

દયાનંદ-સાંભળોછે કે?

કંકાસ—શું કહોછો?

દયાનંદ-આજો તું કહેતી નહોતી કે દાકતર તે શું ઓસડ કરી જાણે પણ અમથાને કેવો ફેર પડયોછે?

કંકાસ—હા, ફેર તો પડયો, પણ કેટલે દહાડે? વૈદ તો ક્યારનુંએ મટાડી દીધું હત. હવે તો એને કાંઈ બીજી હરકત નથી, જરા નબળાઇછે. આજતો ધીમે ધીમે માડી કડવી બેનને ઘેર ગયોછે.

દયાનંદ-અલે, હું બજારમાં જાઉંછું તારે કાંઇ મંગાવવું છે?

કંકાસ—મારે તો કાંઇ મંગાવવુંએ નથી ને બંગાવવુંએ નથી, તમારે કામ હશે તે જતા હશો.

દયાનંદ-એતો એવીજ છે, ચાલ સત્યનાથ, આપણે જઇએ. (બંને જણ જાય છે)

(વિઘ્નસંતોષી આવે છે)

વિઘ્ન—કેમ બેહેન બેઠી છે કે?

કંકાસ—આવો ભાઇ, તમે ક્યારે આવ્યા?

વિઘ્ન—મોટી બેન, હું કાલ રાત્રે આવ્યો. મેંતો કનકપુરીમાં આપણા અમથાને માંદા થયાનું સાંભળ્યું કે આંહી દોડી આવ્યો, પણ આંહી આવ્યા પછી અમથાને સારો થયો સાંભળી ઘણો ખુશી થયો છું. નહિ તો બેન, મારો તો જીવજ ઉડી ગયોતોને!!

કુંકાસ—ભાઇ, બહુ મંદવાડ થઈ ગયો હતો. એને તો પર-
મેશ્વરેજ વાંચ્યો છે, નહીં તો બીલકુલ આશા નહોતી, શ્રીનાથજીએ નવે અવતારે આપ્યો. આપણે કોઇના મુંડામાં છિએ?

વિઘ્ન—ભલા ઠીક થયું. મેં પણ ધાર્યું કે ભલા અમથાને જોઇ આવું અને બેનને મળતો આવું.

કુંકાસ—તું આવ્યો તે ઘણુંજ ઠીક થયું, પણ ભાઇ અમે એક સતનાથ કરીને છોકરાને રાખ્યો છે તેને તેં જોયો છે? શું છોકરો ખબરદાર છે! અંગ્રેજીમાં તો હમણાં કહે છે બી. એ. ની પરીક્ષામાં પાસ થયો ને સંસકૃત, ફારશી વીગેરે કેટલીક તો ભાષાઓ આવડે છે; આપણો અમથો પણ એની પાસે શીખે છે ને હવે બહુ સુધરવા માંડયો છે.

વિઘ્ન—હશે, બહુ સારૂં, તમને ગમ્યું તે ઠીક.

(પડદા પાછળ) ગીતિ.

શબ્દો પણ દુર જનના, મુખમાં જાતાં અર્થ ફેર થાતા;
ઠીક બેશને સારૂં, શબ્દો અર્થ ખરાબ થઇ જાતા.

કુંકાસ—કેમ આવો જવાબ દે છે?

વિઘ્ન—કાંઇ નહીં, સહેજ.

કુંકાસ—ના, ના, તું મને તે ન કહે તો મારાગળાના સમ કે અમથાના સમ.

વિપ્ર—ના, ના, એમાં માલ નથી.

કંકાસ—એટલું બધું શું છે? કહે તો ખરો!

વિપ્ર—મેં તો એક વાત સાભળી છે પણ ના, ના.

કંકાસ—ના, ભાઈ, બળ્યું મને તો કહે?

વિપ્ર—તારો આટલો બધો આગ્રહ છે, ત્યારે સાંભળ. ગામમાં એવી વાત ચાલી છે કે દયાનંદ શેઠે એક બ્રાહ્મણના છોકરાને રાખ્યો છે તે તો છપર પગો છે, એટલે શેઠનું બધું ટાળશે. અમથાભાઈ સાજાતાજા ઉઠ્યા એતો આપણાં ધયડેરાંને પુન્યે. નહીં તો ક્યારનુંએ ઘર ગયું હત. આપણી પેઢીમાં એને રાખ્યા પછી વીશ હજારની ખોટ આવી તે પણ કોનો પ્રતાપ! જો એને ઘણા દહાડા આપણા ઘરમાં રાખ્યો તો ઘરખોળ જશે. માટે એનો પગ ઘરમાંથી ટાળવો જોઇએ. વળી અમથાને ઘણું ભણાવે છે તેથી માંદો થયો હતો. ઘણું ભણે છે તેની ડાગળી ખશી જાય છે.

કંકાસ—એમકે? હું તો મારા અમથાને નહીં ભણવા દઉં.

વિપ્ર—વળી એમ પણ સાંભળ્યું છે કે કદાપી તું એને ઘરમાંથી કાઢવાનું કરીશ, તોપણ શેઠને તે વાહાલો છે માટે કાઢવા દેશે નહીં.

કંકાસ—અરે, એમતે હોય? હું કહું ને ન કાઢે?

વિપ્ર—ના, ના, તું તે વળી શું?

કંકાસ—ત્યારે હું જ ખરીકે એને કઢાવું.

વિધ્ન—તારે એને કાઢવા ઉપાયતો કરવો, અને આખરે શેઠ ન માને તો અમારી દુકાને એને મોકલવા કહેવું કે અમે તેને ત્યાંનો ત્યાં પુરો કરીસું.

કંકાસ—ઠીક, મારાથી બનશે ત્યાં સુધીતો એને કઢાવીશ, નહીંતો પછી એમ ઉપાય કરીશ.

વિધ્ન—ત્યારે બેન, હું રજા લઉછું!

કંકાસ—બેસતો ખરો જવાશે.

વિધ્ન—ના,કડવી બેનને ત્યાં જમવા વખત થઇ હશે.

કંકાસ—એમ હોયતો જાઓ, પણ ભાઇ કાગળ પતર લખ્યાં તા રહેજો.

વિધ્ન—પણ કોઇને મારૂં નામ દેતી નહીં હો.

કંકાસ—એતો માથું જાય તોપણ નહીં.

વિધ્ન—પણ મેં કહ્યું છે એ બરાબર યાદ રાખજે, નહીંતો એ તે હાની કરતા છે, શેઠ અમથાને ભણાવવા હરકત બતાવે તો કહેજે કે એને ભણીને શું કરવું છે! ઘણાએ ભણશે.

કંકાસ—એમાં હું કાંઇ ભુલું એવી નથી.

ઈંદ્રવજ્રા.

મારૂં કહેલું પતિ ના કરેજો, વીચાર એનો કદી ના ફરેજો;
તો જાણજે બેન નથી હું તારી,આભારિધું વાત ભલે ઉચારી.૧

(વિઘ્ન ઇંદ્રવજ્રા.

સાચાશક્છે રે કહી વાત સાચી, જાણું છું હું તું નથી કાંઇ કાચી;
કંકાસ લઇ નિત બેસવાથી, હંમેશનું પાપ જશે મઝાથી. ૧



## પ્રવેશ ૧૧ મો.

### સ્થળ. ભોજનસાળા.

દયાનંદ. કંકાસ કુંવર.

(પડદાપાછળ) ચોપાઈ.

મંત્ર જંત્ર સૌ જુઠા જાણુ, પરમેશ્વરપર આકિન આણઃ
વે'મ માત્રથી થાતાં દુર, ધાર્યું કામ થશેજ જરૂર. ૧

દયાનંદ—(કંકાસ કુંવરને ચડે મોઢે જોઇને) કેમ ક્યાં હતાં આજ આટલું બધું શું છે?

કંકાસ—ક્યાંએ નહોતી ગઇ. આજ મારો ભાઇ વિઘ્નસંતોષી અમથાને માંદો સાંભળી આવ્યો હતો તેની પાસે બેઠી હતી.

દયાનંદ --શું વિઘ્ન સંતોષી આવ્યા છે!! મનેતો મોઢે નથી બતાવ્યું.

કંકાસ—એતો આવ્યોતો ને ગયો પણ ખરો. ને કહેતો હતો કે હું રજા વગર દુકાન સુની મુકી આવ્યોછું માટે એમનેતો નહીં મળું?

દયાનંદ—આહા કેવી શરમની વાત? કેવો દુકાનનો વહીવટ

ચલાવેછે! વીસ હજારની આમને આમ ખોટ આ-
પી કની! એ વિશ્વાસ લાયક માણસ નથી. સગા
જાણી રાખીએ પણ એમાં કાંઈ શીદ્ધો નથી. વીશ
હજાર રૂપીયા!!(નીશાસો મુકે છે).

કંકાસ—શું વીસ હજારની એણે ખોટ આણી?

દયાનંદ—તું બોલીશ નહીં. એણે નહીંતો મેં આણી? મુનીમ એ
મુઓ છે કે હું?

કંકાસ—જરા વિચારીને બોલો. મારેતો એનાથી પીયર લાં
બુ. એને ઘણી ખમા. મરે તમારાં હોયતે.

દયાનંદ—શું રાંડની જીભ છેને!! ગયે વરશ એક લાખની નો
ટ ઉધઈ ખાઇ ગઈ એમ કહેછે, એ પણ મારી કસુર
ખરી કની?

કંકાસ—તમારે હરામના રૂપીઆ આવ્યા હશે તેથી એમ
થયું એમાં બીચારો એ શું કરે.

દયાનંદ—ઠીક એતો જાણ્યું હોક સાજનતો ઉત્તર જાઓ. પણ તે
ગયો કે હજી અહીંછે?

કંકાસ—એતો ક્યારનોએ ગયો ને હું એને વળાવીને
આવી.

દયાનંદ—પણ તું પાછો અમથાને ભણાવવાનો અટકાવ કરવા
કેમ માંડી છે?

કંકાસ—શું એકવાર માંડ માંડ બચ્યો ને વળી પાછો
ભણાવવો છે?

દયાનંદ—તે કાંઈ ભણવાથી માંદો પડયો હતો?

કંકાશ—હા, હા, ને હા, પણ હવે હું પેલા સત્યનાથ પાસે ભણવા મોકલવાની નથી. કારણ લોક કહેછે કે એ-તો છપ્પર પગો છે. એતો અપશુકનીઓછે. જ્યાં તે રહે ત્યાં ઘર ઘલાય. જુઓ એનો બાપ મરી ગયો, મા મરી ગઈ અને આપણા અમથાની હાલત કેવી થઈ હતી? વળી આપણે વીશ હજારની ખોટ પણ એને ઘરમાં રાખ્યા પછી આવીછે, માટે એતો મારા ઘરમાંજ નાખી આવે તો પગ વાઢું, બાળું, મનેતો રોજ વિચાર આવતો પણ તમે આખો દીવસ વ-ખાણ કરતા એટલે બોલી શકતી નહીં. હવે ઠીક લાગ આવ્યોછે માટે જલદી નીવેડો કરો.

સોરઠો.

આવે ઘરમાં ભુખ, પેસે જો છપ્પર પગો;
ઘણું થાયછે સુખ, સારા પગનો આવતાં. ૧

દયાનંદ—અરે, તને કોઈ પક્કો ઠગ મળ્યો જણાય છે. અને બધી વાત તારા મનમાં ઠસાવી બેસાડી દીધીછે.

ઈન્દ્રવજ્રા.

કોણે દિધો પથ્થર તુજ હાથે, કે આપ સેઈ પટકે તું માથે;
સારૂં ઘણું થાય કુવે પડ્યાથી, તે માનવી શીખ નથી તું શાથી. ૧

કંકાસ—એ તે કેમ થાય.?

દયાનંદ—આ, ખરેખર કોઈ મહાદુષ્ટનું કામ છે. છોકરો માંદો થયો તે શું સત્યનાથને રાખવાથી? આપણે માણસ તેવો તે માણસ નથી? શું તે ગરીબ એટલે અપશુકનીઓ? અરે હાય હાય!! કોઇ ગરીબ ન થશો!! અફસોસ દુનિયાં! અફસોસ! અનાથ બચ્ચા ઉપર કાળો કેર! અરે દુષ્ટ વિધ્નસંતોષી! અરે! મહા પાપી! ભોળી ભામાને ભમાવતાં તને શરમ પણ ન આવી? આપણાથી સત્યનાથ શા દરજ્જે ઉતરતો છે? આપણી પાસે પૈસો એટલે આપણે શ્રેષ્ઠ ઠર્યા!! સ્ત્રીઓને આપણા દેશમાં કેલવણી નથી આપતા એ કેવી મોટી ભુલ છે? મણમાં પાંચ શેરની ભુલ. કેલવણીથી સાચું ખોટું પારખવાની શક્તિ આવેછે, ને ગેરવાજબી વાત અંતરમાં એકદમ ઠસતી નથી. આપણા પૂર્વજો પોતાની પ્યારી કુંમારીકાઓને કેળવણી રૂપી દાન દેતા, પણ હાલના જનો તેમાં થોડું લક્ષ આપે છે. આખા દેશમાં મારા જેવા મુઠીભર માણસો નીકળે તે બીચારાથી શું થાય. સ્ત્રીને યોગ્ય કેળવણી નથી મળતી તે પણ દેશની પડતીનું મુખ્ય કારણ છે. પણ અફસોસ જ્યાં ઉપાય નહીં ત્યાં શું કરવું?

ભુજંગી છંદ.

ભણે તો ભલાઇ શિખે ભાવથી તે,

ગણે તો ગણીતો શિખે સ્વાદથી તે;
વિવેકી બને વા'લમાં વૃદ્ધિ થાએ;
ઘણી ગૂચ સંસારની દૂર જાએ.
તજે તોછડાઈ ગ્રહે માન પૂરાં.
નિતિ શાસ્ત્ર વાંચે ન રાખે અધૂરાં;
અધીરાઇ છોડે ટળે ટેવ બુરી,
સદા સ્નેહ રાખે ન મૂકે સબુરી. ૧
વદે બોલ તો તોલ વીના ન એકે;
બિજાના ચડાવા થકી નાહિં બેકે;
વસે સંપની સાથ, તે સાસરામાં,
ધરે ધીર દે ધીર બૂરા સમામાં. ૩
૨.જે સદ્ગુણો રૂપ શૃંગાર સારા,
જિભે શબ્દ બોલે સુધાનીજ ધારા;
બળે ના કદી દીલ રાખી બળાપો,
હણે શસ્ત્ર જન્મો તણાં સર્વ પાપો. ૪

કંકાસ—એમ છે તો તમારે ભણેલી ગણેલી લાવવી હતી. શા સારૂ પરણ્યા? કોણ પગે લાગવા આવ્યું હતું?

દયાનંદ—હવે પાણી પીને ઘર શું પુછવું. જે થઇ તે ખરી.

કંકાસ—આડી વાતે કાં વલગ્યા? હવે પેલા છોકરાને કાલથી રજા આપો.

દયાનંદ—એ વાત કદી બનવાની નથી. જે છોકરાને મેં મારા મોંથી હા પાડી રાખ્યો તેને મારે મોંએ ના

કહી રજા આપું! ધીઃકાર છે મારી જીંદગીને, ધીઃ
કાર છે મારી મોટાઇને, અને ધીઃકાર છે મારી ક
માઇને, ન્યુસપેપરોમાં મારી મારે હાથે હાંસી ક-
રાવું? જે મોંયે પાન ચાવ્યાં તે મોંએ લાળા ચાવવા?
તે તો બનવાનુંજ નથી. માટે હવેથી એ વાત તારે
કોઈ દીવશ બોલવી નહીં. અને બોલીશ તો તું તારી
વાત જાણી.

ગીતિ.

પગના જાય તે વસમું, માથાથિ પણ મુલ્યવાન મારે;
કામ કરી મુખ દેખાડું, જોઈ શકું ક્યમ નીરાશ મુખ ભારે.

કંકાસ—એતો જોયો બધો ડોળ. જુઓ સાચી વાત કહી
એટલે બબડ્યા. પણ હું તેને કોઈ દીવસ કાડ્યા
વિના રહેવાની નથી. એ નીસાશીવાને રાખ્યો ત્યા-
રથી મને એક દીવસ પણ ચેન પડ્યું નથી, ને પડ-
વાનું પણ નથી. માટે એને જલદી રજા આપો.

દયાનંદ—તું ભલી થઈ માથાકુટ ન કરાવ.

કંકાસ—એને કાઢવાની હા પાડો એટલે એક શબ્દ પણ હું
કહેનાર નથી.

દયાનંદ—(મનમાં)અરે દૈવ હવે શું કરવું? આ હવે કાંઇ મા-
નનાર નથી, સ્ત્રી હઠ બડી વસમી છે, તે હઠ મુકનાર
નથી એને બોધ દીધો કાંઇ કામ આવનાર નથી.
(ચાસન)પણ તું શું કહેછે બોલ?

**કંકાસ**—સત્યનાથનો પગ મારા ઘરમાં નહીં ને બીલકુલ કાઢી મુકતાં તમને આટલો કલેશ થાય છે તો ઘરમાંથી કાઢી ગમેતો કોઈ દુકાને મોકલો પછી કાંઇ છે? પણ અહીં નહીં.

**દયાનંદ**—કઇ દુકાને મોકલું?

**કંકાસ**—કનકપુરીએ મોકલો.

**દયાનંદ**—પણ એને કાઢવાની આટલી બધી શું જરૂર છે?

**કંકાસ**—એ સારા પગનો નથી, તેમજ તેની નજર આકરીછે.

**દયાનંદ**—નજર આકરી એટલે શું?

**કંકાસ**—ગબ્બું તમેતો આવડા મોટા થયા પણ કાંઈ સમજતા નથી. એના દેખતાં કોઇ કાંઈ ખાયતો પચે નહીં.

**દયાનંદ**—કોઇને આવી નજર લાગી હતી?

**કંકાસ**—અરે ઘણાયને. મને પણ ચાર દીવસથી ખાવાની રૂચી થતી નથી. હું નાની હતી ત્યારે મને દુધ પીતાં મારા મામાની નજર લાગી હતી તે આઠ વરસે ઉતરી. અને આપણા મહેલાનાં ગલુડીયાંને દુધ પીતાં કોઇ દુષ્ટની નજર લાગી છે, તેથી હવે તે દુધ સુંઘી પણ જોતાં નથી. મુઓ મારો રોયો એવો તે કોણ હશે?

**દયાનંદ**—છટ? નોનસન્સ!! મંતર, જંતર, નજર વીગરે સર્વે ખોટું છે; એતો લુચ્ચા ઠગારા લોકો ભોળા માણસોને

ને બમાવી એ બાને કમાઈ ખાય છે. બાકી તદન પાયા વગરની વાત છે.

**કંકાસ**—તમારૂં તો બધું છટ ફટમાંજ જાયછે કની? અંગ્રેજી ભણ્યા એટલે થઇ રહ્યું. પણ કહો હવે પેલાને કાશ વદાય કરશો?

**દયાનંદ**-ઘરમાં રોજ ઉઠીને કલેશ થાય છે, માટે કરવું પડશે, પણ મારી બીલકુલ ખુશી નથી, મર બે મહીના ત્યાં રહી આવે.

**કંકાસ**—ત્યારે વાળુ વખત થઇછે, માટે હું જાઉછું, (જાયછે)

**દયાનંદ**-(એકલો)અરે! મારે તેને કહેવું કે તમે અહીંથી જાઓ, એ કોઇ દીવશ થનાર નથી. હું એને શું મોં બતાવું. હું કાલે ગામ જઇશ ને અમથાને સત્યનાથને કહેવા સમજુત આપતો જઇશ એટલે એ કહેશે. કનકપુરીમાં વીસ હજારની ખોટ આવી છે તેનો પણ બરાબર તપાસ કરી આવશે. હવે મારે એને મળવાની કાંઈ જરૂર નથી. (એ પ્રમાણે વીચાર કરી અમથાને કહી સુઇ જાયછે અને ગામ તરફ બીજે દીવશ સવારમાં કુચ કરે છે.)



## પ્રવેશ ૧૨ મો.

### સ્થળ અમથાલાલની મેડી.

અમથાલાલ. જામાખાં. સત્યનાથ.

(પડદા પાછળ). ગીતી.

હીંમત રાખી રે'વું, દોષ ન દેવો કદાપિ કોજનને;
દુઃખ પડે તે સે'વું, સુખ સમ ધારી મનાવિને મનને. ૧

અમથો—કોઈ છે કે?

જામાખાં—સરકાર ગુલામ હાજર હે! ક્યા ફરમાન હે!

અમથો—સત્યનાથકું બોલા લાઓ.

જામાખાં—બોત અચ્છા સાબ. (સત્યનાથને લઇ આવેછે)

અમથો—સત્યનાથ પધારીએં.

સત્યનાથ—કેમ શું છે?

અમથો—ઘણી દીલગીરીની વાતછે.

સત્યનાથ—કેમ કાંઇ નવા જુની છે? સૌ આનંદમાં તો છે કેનાં?

અમથો—હા. પણ (ગળગળો થાયછે)

સત્ય—અરે એમ કેમ ગભરાઓ છો? જે હોય તે કહો શું ફીકર છે?

અમથો—બાપાએ બાને ઘણી સમજાવી, પણ ન માનવાથી તમને બે મહીના કનકપુરી વીશ હજાર રૂપીઆની ખોટ આવીછે તેનો પત્તો મેળવવા આજને આજ

જવા બાપા કહી ગયાછે, અને મુનીમ ઊપરનો કાગળ આપતા ગયા છે.

**સત્ય**—(નિસાસો નાંખી) ફીકર નહીં. હું તૈયાર છું.

**અમથો**—પણ ભાઇ તમારો ને મારો વિયોગ!!

**માલિની છંદ.**

અરર ચિત થાએ, કેમ આ દુઃખ સે'વું;
અતિશય અવળાઈ, આગળે શું જ કે'વું.

**સત્ય**— ફિકર પરહરેરે, માસ થોડાક માંહી;
જલદિ કરિ આવી, બેસશું ભાઇ આંહી. ૧

**અમથો**—એટલી બધી મુદત કેમ રહેવાય? હું પણ તમારી સાથે આવીશ.

**સત્ય**—બાપા ઘેર નથી, માટે તમારાથી એમની રજા શિવાય અવાય નહીં.

**અમથો**—મેં બાપાને પુછી જોયું હતું પણ ના પાડી. હવે હું શું કરૂં? (રોયછે)

**સત્યનાથ**—અમથાભાઇ એ શું ઘેલાઇ? જે કાળે જે બનવાની હોય તે બને. બાપાનું નહીં ચાલ્યું હોય ત્યારે આ વખત આવી હશે.

**અમથો**—ખરે એમજ છે.

**સત્યનાથ**—ત્યારે ઠીક. આજે બે વાગે હું ચાલીશ.

**અમથો**—ઠીક, પણ લ્યો આ ખરચીના સો રૂપીયા, બાપાએ આ

વશે એટલે હું પણ એમને પુછી તમારી પાછળ આવીશ.

સત્યનાથ—ગડુ સારૂં આપની કૃપા છે તેવી રાખજો. વિદ્યાભ્યાસમાં પધારો કરતા રહેજો. હવે ચાલતા વખત ગળવું નહીં થાય. બાપાને મારા જુહાર કહેજો.

આમશો—સુખેથી જાઓ ફતેહ કરો. (જાય છે)

સત્યનાથ—(એકલો રસ્તામાં) છેવટ નિશ્રસંતોષીની શીખામણ પ્રમાણે શેઠાણીએ આ દશા આણી. ખેર, જે કાળે જે થાય તે ખરી. આમાંથી મને યશ મળવો લખ્યો હશે તો કીર્તિ સાથે એકદમ ઉદય થાશે, હવે ઘભરાએ કાંઈ વળવાનું નથી. હું એકલો છું ને વળી પરદેશ જવું અને તેમાં પણ મહાકપટી દુરગાનો ભેળું રહેવું એ ખાતે મને જરા અફસોસ થાય છે. શેઠ તો બીચ્યારા મને મોં પણ બતાવી શકયા નથી. બાપડા મહાજોરાવર ત્યાં એનો શો ઉપાય. હે જગત પ્રતીપાળ!

હરિગીત છંદ.

હે દેવ તારો છું સદા, આ અર્જ મારી ઉર ધરો;
આવિ પડયો છું સંકટે, તો સદા રાક્ષ તમે કરો.
હું બાળ જાણી રાંકની, સંભાળ લેવું નાથરે;
ભવસાગરેથી તારવા, પરમેશ ગ્રહે સુંદર હાથરે. ૧
આ વખ્ત મારૂં કો નથી, મુજ શેઠ પણ નિર્બળ થયા;

શેઠાણીના સહવાસથી સદ્‌ગુણ બધારે ક્યાં ગયા?
શું વાંક કાઢું કોઇનો, મુજ ભાગ જ્યાં નિર્બળ થયું;
સુખ હતું થોડું તેહ પણ, આ વખતો ગળી ગયું. ૨.
પરતંત્રતા વેઠી બહુ, હાજર હુકમમાં હું રહ્યો;
રાજી રહે સહુ એમ હું, ઘરમાં ગરિબાઇથી વહ્યો;
તેનો મને શું સામટો, બદલો મળ્યો છે આ ઘડી.
કે આતિ મોટિ માહરે શિર, આવી આફતછે પડી. ૩
હું સર્વનું સારૂં ચહું, ભુંડું નથી કાંઇ ભાખતો,
પરનું બગાડિ માહરો, નથિ સ્વાર્થ કોઇ સાધતો;
તે છતાં ક્યમ શેઠાણી માહરી, જનમકે મુજપર ચડી.
કે આતિ મોટિ માહરે શિર, આવી આફતછે પડી. ૪
હું ગરિબને કંગાળ છું, તે સારી રિતે જાણતાં,
કાઢી મુકાવે કર ગ્રહિને, દયા નહિ મન આણતાં;
તે વેર વાળે આગલા ભવ. તણું શું મુજને નડી,
કે આતિ મોટિ માહરે શિર, આવી આફત છે પડી. ૫
છે એક બહુ વિદ્વાન પણ, આગુ સમજુ અગાળાછે મંગળી,
બહુ પ્યાર વાળી કોઇનું, એ'તર થતાં જાએ બળી.
તે સંગ કાં પરમેશ તેં, પણ માહરી સ્થીતિ જડી;
કે આતિ મોટિ માહરે શિર, આવી આફતછે પડી. ૬
(પણ અરે) શા માટ હીંમત હારવી, વીચાર આવા રે કરી,
નિર્ભય થાનારૂં થશે, વીસારસે ક્યમ શ્રી હરી;
એની કૃપાથી જીવિએ, છે દાંત દીધા જેમણે,

ઉદર ભરણ યુક્તિવાળી, કરી હોય કામ નહીં એમણે. ૭

(એમ વિચાર કરતો રસ્તે ચાલ્યો જાયછે).

પ્રથમ અંક સમાપ્ત.



# સત્યવિજય નાટક*

## अंक २ जो.

### स्थळ, अमरावती अने कनकपुरी.

### पात्र.

| | |
|---|---|
| દયાનંદ... ... ... | અમરાવતીનો ધનાઢ્ય શેઠ. |
| કંકાસકુંવર ... ... | તેની સ્ત્રી. |
| અમથાલાલ ... ... | તેનો દીકરો સત્યનાથનો મિત્ર |
| સત્યનાથ ... ... | એક વિદ્વાન, શેઠનો આશ્રિત |
| વિઘ્નસંતોષી ... ... | શેઠનો સાળો. |
| મિષ્ટાનલાલ, કેદારશંકર } ... ... | કનકપુરીની દુકાનના ગુમાસ્તા. |
| નમોદખાં ... ... | કનકપુરીની દુકાન ખાતાનો સીપાઈ. |
| ફોજદાર... ... ... | કનકપુરીનો ફોજદાર. |
| જાફરખાં ... ... | તેનો સીપાઈ. |
| મકન ... ... ... | શેઠનો જુનો નિમકહલાલ મુનીમ |
| ગરૂલગર. ... ... | કનકપુરીનો બાવો. |
| ફાલનો પટાવાળો ... | કનકપુરીનો. |



# સત્યવિજય નાટક*

## અંક ૨ જો.

### પ્રવેશ ૧ લો.

**સ્થળ. કનકપુરીનું પાદર.**

**સત્યનાથ.**

(પડદા પાછળ)

દોહરો.

સ્વતંત્રતા વણ જન્મ આ, સફળ નહીંજ ગણાય;
ધિક્ક જન્મ પરતંત્રતા, પૂર્ણ વેઠિ જીવાય. 1

**સત્ય**–(એકલો) અરે જીવ બે મહિના સુધી ચાલ ચાલ કર્યું ત્યારે આજ કનકપુરીએ પહોચ્યા. ચોમાસાના દીવસ તેથી ધારી મજલ પણ થઈ શકી નહીં. અહીં વળી પ્રભુ જાણે કેવા તાલ હશે. વિઘ્નસંતોષી મહા નટ-ખટ માણસછે, વળી તે શેઠનો સાળો–શેઠના ઘરમાં શેઠાણી હડકાઇ શીયાળ જેવીછે. તેણે મને અહીં મોકલ્યો તેમાં કાંઇ ભેદ હશે—છેવટ સુધી શેઠે રાખવા આગ્રહ કીધો લેકીન બધું ધુળમાં ગયું. ખરે ખર જ્યાં સ્ત્રીનું પરીબળછે ત્યાં સંપ થોડો હોયછે. સ્ત્રી ઇર્ષાદેવીની આબેહુબ પ્રતિમાછે. ઘણા માણસોને

સ્રીઓએ છેતર્યાછે. તેનાં અનેક ચરિત્રછે. તે ઘણા કાવાદાવા કરી તેના ધણીને ફાસલાવી નાખેછે. જે માણસ સ્રીને ભરોસે રહેછે તે આખરે ખત્તા ખાય છે. તે વિશ્વાસ રાખવા લાયક નથી. તેના પેટમાં છાની વાત ટકતી નથી. વિશેષે કરીને શેઠાણીમાં આ બધા ગુણ સાથે આવ્યાછે. પોતાના મનથી તો તે પવિત્ર પુતળુ થઇને રહેછે. બચારા શેઠને એક દિવસ પણ સુખે રોટલો ખાવા દેતી નથી. અલબત, સ્રી સુખનો સાથી ને દુઃખમાં દીલાસો આપનારીછે, તથા તે સંસારી કામમાં તમામ રીતે ઊપયોગી છે, અને તે માનને લાયકછે ખરી, પણ પુરૂ પુણ્ય વિના એવી મળવી મુશકેલ છે, ખેર થઇ તે ખરી હવેતો લગભગ ગામ આવવું જાયછે. જો પાપી પેટ લાગ્યું ન હત, તો હું કોઇ દિવશ આંહી આવત નહીં. મારે શા સારૂ આવવું પડે? મારે કોઇની ગરજ શા સારૂં રાખવી પડે—પણ

**લાવણી.**

દીનોનાથ દયાળ દામોદર, દરશણથી દુખ ભાગેછે—એ રાગની

હું જાણું છું નથી જગતમાં, પેટ વિના બીજો ધંધો;
શૂભકાળ મનુષાદેહનો તે, ખાવી જાય તેમાં સંધો;
સાંજ સવારે ખાવું પીવું, માંદે સાજે પણ એ વાત,
જાય ગામ કે રહે રસ્તામાં, ત્યાં પણ એની એ પંચાત.૧

શેઠ ચાકરો મોટા છોટા, પેટ કાજ વીભાગ પડે;
કાયા વેચી દેશ છોડી, પરદેશ ફરે એ પેટ નડે;
પુરૂષ મટીને બને બાયડી, પેટ કારણે હાથ ધરે;
ગાય બજાવે નાચે કુદે, વળી વિધવિધના વેશ કરે. ૨
લાજ આબરૂ માન મરતબા, પેટ કાજ હું માનુંછું;
સારી નરસી લોક વાણિએ, પેટ કાજ હું જાણું છું;
ખુશામતોને વળી ગરીબી, લાચારી ભોગવવિ પડે;
ગાળ પારકિ સાંખી હંમેશ, આવો એ પણ પેટ નડે. ૩
કેટલાક તો મોટા માણસ, તાણી હુંકારો ગાળ સહે;
કેટલાક તો બાઈ સામું, જોઈ ખાન બેકાર રહે;
શું કરશું ને કેમ ઉગરશું, બાપ એમ વાકવાજ કરે;
કેટલાકના ગાત્ર થાકથી, મોત આવવા પેંજ સરે. ૪
ઘરને છોડી જાય રાનમાં, થાય ત્યાગિ સંસાર તજી;
તેને પણ નથી પેટ છોડતું, રહે સુખિ જોગ રામ ભજી;
હજાર બાજો માણની કોઠી, ભરાઈ જતાં વાર નહી;
પણ કણિ એક શેરની કોઠી, સદાકાળ ખાલીજ સહી. ૫
મોટા મોટા તરેહવાર, તહેવાર કર્યાછે ખાવાને;
ગીચ વસ્તિ તજિ જાય રાનમાં, હવા પેટમાં જવાને;
રહે ખુશિ તો સારી રીતે, પેટ માંહ પાચન થાએ;
સુગંધી નાકે લઈને કરણે, સુણે લોક ગાયન ગાએ. ૬
સ્વતંત્રતા પરમેશ્વર બક્ષિ, પણ તેનો અટકાવ થવા;
પેટ રૂપિ કિલ્લો કરિ દીધો, આડો પાસે નહીં જવા;

વિયોગ વેઠે રહી પરદેશે, ઘણા ખરા ઉગર સારી;
ગાત્ર પેટ પાળીને કાજે, કુમળી વયનાં નર નારી; ૭
ગાત્ર પેટ પાળીને કાજે, નિરભય પણ પરદેશ ભમે;
ફરે ગગન શું કરે પ્રભુને, જ્યારે કરવું આમ ગમે;
નથિ કાંઈ ઉપાય સુજતો, સુજે તો આ અર્જ કરો;
પ્રભુ અમારૂં એક આપઆ, પેટ રૂપીયું પાપ હરો. ૮

અરે! ગામ પણ આવ્યું!! હવે શેઠની દુકાન ક્યાં હ-શે? મિત્રસંતોષ અહીં હશે કે કેમ? મેં એમને કોઈ દિ-વસ દીઠા નથી એટલે જો તે સામા મળે તોપણ મને શી ખબર પડે! આતો એ તો થઈ રહેશે. (દરવાજા આગળ આવીને) વાહ! શહેરતો ઠીક જણાયછે.

રોળાવૃત.

જુઓ ઝુકેલા મહેલ, સે'લ કરવાની વાડી,
તળાવ તિરે વરે, બનિ ઝાડોની ઝાડી;
શું સુંદર દેખાવ, કામ કઠિન કેવુંછે?
શોભિત ખાસી ખાપ, સરોવર જળ એવુંછે. ૧
લાખો લોકો તણું, થોક નજરે આવેછે;
વિવિધ જાતની ચીજ, વેચવાને લાવેછે;
સે'લ મારતા છેલ, જૂઓ શોખિ બેઠેલા;
ફરે અહીં તહીં કંઇક, થઇ આ ટાણે ભેળા. ૨
શું મોટું ચોગાન, દેવ મંદિર દીપેછે;

દરવાજો દેખાવ, જીર્ણ પણ કેવો દેછે;
ઘોડા ગાડિ તણી, ભીડ શું થઈ છે ભારી;
જુઓ જુઓ આ જાય, દોડતિ રાજ સ્વારી. ૩
પર માંહિ પોશાક, પે'રી નરનારી ફરતાં;
ગાન તાન ગુલતાન, લોક કઈ ઠામે કરતાં;
દુકાનોની હાર, પાંસરી દ્રષ્ટે પડતી;
ગલિ કુચીમાં વાટ, નથી ઓએલિ જડતી. ૪

---

## પ્રવેશ ૨ જો,

### સ્થળ. વિધ્નસંતોષીનું મકાન.

વિધ્નસંતોષી. નખોદખાં.

રાગ ઈંદ્રસભા.

કપટી જનનું કારસું, આ કપટ નહીંજ કળાય,
પણ તે પકડાયા પછીતો જગત ફજેતી થાય.
પેટ પ્રપંચે ભર્યું તે, નહીં ફુટતાં વાર,
કાચો ઘટ ઘડિ એકમાં ફટ ફૂટી જનાર. ૧

વિઘ્ન—(એકલો) અહહા!! બંદા કેવા પક્કા! વીશ હજારની રાંગ ઉપાડી પણ કોઇને ખબર પડવા દીધી છે! આપણે આપણા કામમાં સાવધ રહેવું જોઇએ. વળી શેઠને કેવો જુગતી બંધ કાગળ લખ્યો છે કે આ

હવીઆ ઓટમાં ગયા. વખત આપણને તો ફાવતો આવ્યો છે. આ સમયમાં જૂઠું બોલવામાં કાંઇ હરકત નથી પરંતુ હુશીઆરી એટલીજ જોઇએ કે જુઠું બોલવું ને જડતું લાવવું, જેથી કોઇ દિવસ અસત્ય પકડાય નહીં. વીશ હજાર! ! બાપલીયા!! છોકરાનાં છોકરા સુધી ચાલે, વળી એહેનનેતો જુદીજ સમજાવી ને ખરેખર તે વાત તેના મનમાં ઠસી ગઇ છે; તે મહા જક્કી છે માટે લીધેલી હઠ કોઇ દીવસ મુકવાની નથી ને તેને એવો વહેમ ભરાવ્યો છે કે પેલા છોકરાને જરૂર ગુણા ભરાવશે.

**મરાઠી ચાલની સાખી.**

આગુ સમજુને હાથ ઇશારો, આપતાં શિર ફેરે;
જાણે નહીંતે શું એ કરેછે, શિર કદી જો ફેરે ૧
જાણુંછું હું ગરિબ બિચારો, આફ્રાણુ માર્યો જાય,
પણ જો લાવું દિલ દયાતો, મુજ ફરજન શું ખાય. ૨
છોકરો બહુ પક્કોને ચંચળ છે,

**દોહરો.**

ચતુર જીભ ચુપ નવ રહે, કરે આપનું કામ;
જેમ આંગળી દાબતાં, પારો રેહે નહીં ઠામ. ૧

જ્યારે જઇએ ત્યારે દુકાન અને વેપાર સબંધી પુછા પુછ કરે, જો જવાબ ન દઇએતો શેઠને શક આવે, માટે જવાબ દેતાં શું તો દઇએ પણ બીક બહુ રહે. આ

ફરે પણ અમરાવતીની બજાર વચ્ચે તે સબંધી વાત કાઢી પરંતુ આપણેતો તેને વટાણા વવરાવાનો જોગ સાધી મુક્યો છે, સાળો આખા ગામનો પંચાતીઓ, શાણો રહે નહીં; તેથી મુકની કરવા ફરજ પડી હું અમરાવતી ગયો તેની શેઠને પણ ખબર પડવા દીધી નહીં અમથો માંદો થયો તે બહુ સારૂં થયું નહિતો થોડા ઘણા રૂપીઆ પણ ઘર ભેગા શી રીતે થાત! પાંચ હજારનુંતો પટયું, પણ બાકી પંદર રહ્યા તેનું ચોકઠું બેસતું નથી મિષ્ટાનલાલ પણ બહુ પહોંચેલ માયા છે; માટે રખેને દબાવી પડે. કેડારશંકરનેતો જે કહેસું તે માનશે. મને લાગે છેકે શેઠ હવે ઘરડા થયા તેથી બુદ્ધી અતિ સ્થૂલ થઇ ગઇ છે.

કારણ કે—

દોહરો.

ચિડાય જે બહુ ચીડથી, ઘરમાં ગતિ ન હોય,
ધાર્યું કરવા જાય તે, ઘડપણમાં ગત જોય. ૧

બહેનને લીધે મનેતો એક શબ્દ કહી શકતા નથી, તેમજ મારે લીધે વાણોતરોને પણ બોલતા નથી. હવેતો ખુબ હાથ માર્યો હોય તો ઠીક. ક્યાં સુધી કમાવું? સાળું ઘરડા થઇએ ત્યારે તો જપ કરી બેસીએ? આખી ઉમ્મર કમાવું? હવેતો કંઇ એવો ઉપાય ગોતી કાઢવો કે શેઠ સાચું માને ને આખા ભવની ભાવટ જાય.

ઇંદ્ર વજ્રા.

થાક્યો હવે તો, ટપડા કરીને, બેસું નિરાતે, ઠિક હું ઠરીને.
જાણી ન શકે ભુજ કાંઈ મારી, તો લેઇ લગી ભુલ હું સુધારી ૧

ઠીક આગળ વાત, પણ હમણાં તો મિષ્ટાંનલાલને બોલાવું કે રૂપીયા બાબત થર પડે, થોડા ઘણા એને લેવા હોય તો લઈ છૂટકો કરે. [મોટેથી નખોદખાં જાઓ તુંગ મિષ્ટાંનલાલકું બોલાવી લાવો હૈ.

નખોદ—બોત અચ્છા શાબ. એ બાબત હમકુ કુછ નહીં મીલાહૈ સો પરવસ્તી કરકે ગરીબપર નીઘા રખના.

વિઘ્ન—બોત સારૂં, એ સબ મારી ધ્યાનમાં હૈ બાબત આયગા ત્યારે તુમેરી નોકરીકા બદલો દઈશાં.

નખોદખાં—ખુદા તુમકુ જાદે દેવે. (જાયછે)

———૦૦૦———

## પ્રવેશ ૩ જો.

### સ્થળ શેઠની દુકાન.

મિષ્ટાનલાલ. કઠોરશંકર. સત્યનાથ. નખોદખાં.

(પડદા પાછળ.) દોહરો

સ્વાર્થિઓ પોતા તણું, શ્રેય સદા ચાહનાર;
અવરતણા સુખ દુઃખનો, કદી કરે ન વિચાર, ૧

મિષ્ટાનલાલ—(એકલો આરે દૈવ તું કરે એ ખરી મનતો

આ ફેરે બહુ ધાસ્તી લાગતી હતી, કે કુડ પકડાશે પણ વિઘ્નસંતોષી અમરાવતી જઇ બધી વાત એક-દંમ બંધ પાડી આવ્યો; વીશ હજાર! કેવડી મોટી રકમ!! આ કેમ પચે? "વાશીદામાં સાંધેલું" અને "આખુ કોળું શાકમાં" આ બે વર્ષમાંતો સાઠ હ-જારને માથે પાણી ફેરવ્યું, શેઠને જેમ સમજાવીએ છીએ તેમ કરે છે, શું કરે છેટાનું કામ એટલે પોતાથી આંહી અવાય નહિ, વળી વિઘ્નસંતોષી તેનો સાળો મુઓ ને બીચારો શેઠ બધું જાણે પણ કરે શું? રાંડ બહુ કજીઆળી એટલે ઘરમાં કલેશ થાય તથા ડરેછે, નહિતો એની જાણ બાર કાંઈ નથી.

દોહરો.

જેનાપર સંસારના, સૂખ તણું મંડાણ;
તે નહિ સ્વાધિન હોય તો, પડે મહા ભંગાણ, ૧

અરે "વર મરો કે કન્યા મરો" તેની આપણે શી ફીકરછે! કોકને માટે શી ચીંતા રાખવી. શેઠ કાલે દેવાળુ કાઢતા તે આજે કાઢે, મરી જાય, ગમે તેવી વિપત્તિથી તેનું એદાન મેદાન થઇ જાય, અગર ભીખ માગી ખાય, તો પણ આપણું શું ગયું? જ્યાં સુધી આપણું દાઢસોનું વરસ છે ત્યાં સુધી શેઠ, નહીં તો કોના શેઠ! ધોલ મારીએ ચાર તે દશ ગાઉ છેટા પડો હવે મને એમ લાગે છે કે શેઠની

આબરૂ ઘણા દીવસ ચાલવી નથી. આ દુકાનતો થોડા વ ખતમાં ઊપડવીછે, કારણ–

શાર્દૂલવિક્રિડીત વૃત.

ખાતા સંપ થકી વિભાગ કરિને, કોઇ નહીં જાણતું;
ઇર્ષાને અળગી કરી મળિ જતાં, આનંદ ન કો આણતું;
થાતાં સંપ દુરે હવે પણ અરે, ઇર્ષા વધી તે દમે;
માટે જેમ કરાય તેમ કરિને, જાવું બચી આ સમે. ૧

એતો ઠીક આગળની વાત આગળ, પણ વિઘ્નસંતોષી રૂપીઆના ભાગ કેમ નહીં પાડતો હોય? પાંચ હજાર એ તો લઈ ગયો, અને આપણને તો પાઇ પણ પરખાવી નહિ.

શાલિની છંદ.

ચોરી જેના, દિલમાં હોય તે તો, છાનું જાણે, કાર્ય પોતાનું એતો;
બીજા લોકો મૂર્ખછે એમ માની, કૂડું કર્તાં, તે ડરેના ગુમાની. ૧

તે નામ પાડશે નહીં ત્યાં સુધી આપણે પણ હાથ આવેલ અવેજ કાઢવો નહીં "કાકા મટી ભત્રીજા કોણ થાય"? હમણાં હું રોજ શુકરવાર કરૂં છું તેથી દેવ સાપંકુલ થયા.

(પડદા પાછળ)

શાલિની છંદ.

મંત્રો જંત્રો ગ્રંદશા સર્વ ખોટાં, માગી ખાવા, છે કર્યાં તેહ મોટાં;
કર્તા હર્તા, ઇશને હાથ બાજી, તે રોવાડે. ને કરે તેજ રાજી.

હું વીસ વરસમાં ત્રણ હજાર કમાશ પરંતુ હાલ અગીઆર મહીનામાં તેટલું કમાણો. હું કેવો ભાગ્યશાળી!! મેં અમરડાદાસની નોકરી છોડી એ ઉત્તમ કીધું—એમાં કહાડો વળે નહીં ને છોકરો ઘુઘરે રમે નહીં. આ કાળ ઠીક હાથ આવ્યું છે, અરે! પણ ઠીક સાંભર્યું, જ્યારથી મારો બીખલો જન્મ્યોછે ત્યારથી મારૂં સારૂ થવા માંડ્યુંછે. નહીંતો ક્યાં રૂપે આવતું? અગાઉતો નવ સાંધતો ને તેર તુટતાં. અને હવે તો વગર મહેનતે ઘર ભરાય છે. છોકરો સારા પગનો તેથી પહેલાં ખાવા ધાન અને પહેરવા લુગડાં પણ નહોતાં, ને હવે તો લીલા લહેર થઈ છે. મારે શી ખોટછે? જો ઓણ મારી ડોશી મરે તો આખું ગામ જમાડું, ને જો બીખલો પરણે તો આખા ગામમાં લાણી કરૂં.

(પડદા પાછળ)

## શાર્દૂલ વિક્રીડિત છંદ.

જે જાણે કયમ પ્રાપ્ત થાય પૈસા, તે જાળ વીરે શકે;
જાણે કીંમત કાંઈ જેહ નહિ તે, પાસે ઘડીના ટકે;
જેને આવી મળેલ લક્ષ્મિ પુરતી, વીના શ્રમે રંકને;
ઉડાવેજ અથાગ તેહ પણના, બીજાથિ એવું બને.

(એટલામાં કડોરશંકર આવે છે) આઇએં લાલ! શું નવીન ખબર છે! કાંઇ ગપ સપ?

કડોર—મીઠાભાઈ હા, આજ તો આપણી દુકાન પુછતો

એક બ્રાહ્મણ આવ્યો છે, તે મને રસ્તે મળ્યો.

મિષ્ટાનલાલ—પછી તમે શું કર્યું?

કઠોર—મેં તો કહ્યું આંહી તો દયાનંદની દુકાનજ છે નહીં.

મિષ્ટાનલાલ—ઠીક કર્યું- તુંપણ ખડો હાજર જવાબી છે.

કઠોર—પણ એણે તો કહ્યું કે ના છે. તમે અજાણ્યા જણા-
ઓછો, વિઘ્ન સંતોષી એમના મુનીમ છે; તેને ત-
મે ઓળખોછો?

મિષ્ટાનલાલ—પછી તમે શું કહ્યું?

કઠોર—મેં કહ્યું હા, પણ તે તો અમરાવતી ગયા છે. પણ
એતો કહે તેતો આવ્યા છે, ત્યારે બંદાએ કહ્યું
કે આવ્યા હોય તો શોધી કાઢો મને તો ખબર
નથી, એમ કહી સરકાવ્યા; એ પણ પાસે આવેછે.
(દરમીયાંન સત્યનાથના હાથમાં સામાન સહીત પ્ર-
વેશ કરે છે ને દયાનદ શેઠની દુકાન ક્યાં છે એમ
મિષ્ટાનલાલને પુછેછે.)

મિષ્ટા—દયાનંદ શેઠની દુકાન તો વેંતીએ દરવાજે છે, મા-
ટે સીધા ચાલ્યા જાઓ.

સત્ય—એમ કે?

મિષ્ટા—હા (મનમાં) ઠીક કર્યું વેંતીએ દરવાજે કુતરાં જબ-
રાં છે, તેથી સાળાને ફાંફ્યડી ખાશે ને અધ મુઓ
થઈ જશે, હું તે દહાડે ગયો હતો તે મારૂં મન જાણે
છે. (નખોદમાં પ્રવેશ કરે છે)

નખોદ—ભાઇ ચલો, આપકું મુનીમ સાબ યાદ કરતે હે.
મીઠા—તુંમ જાઓ, મેં આવુંછું.
નખોદ—નહીં શાબ ઓતો બોલે હેં કે સાથ લેકર આના.
મીઠાન—એસા કીધું છે તો ચલો, (કઠોરશંકરને) ચાલો.
કઠોર—ના—ના મારૂં તમે હજી કાંઇ કર્યું નહીં.
નખોદ—ઉસ બાસ્તે મેરેકું બોલાને ભેજાહેં. ચલો, ચલો યાર, ફીકર ક્યા કરતે હો.
કઠોર—એસા છે, ત્યારે ચલો. (ત્રણે જાણ જાયછે).

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ રસ્તો.

સત્યનાથ. મકુન. મિઠાનલાલ. કઠોરશંકર.
(પડદા પાછળ)

### માલિની છંદ.

કપટ ચપટ થાશે, તોજ સુખી થવાશે,
જરૂર દુરજનોનું, મૂળ જલ્દીથિ જાશે;
સદન સરસ ઇર્ષા, છેક છોડી જવાની,
પરમ સુખનિ સાથે, રે પ્રસિદ્ધિ થવાની. ૧
ધિક ધિક ઘર તેનું, નોકરો નારિ ફાવે,
ધિક ધિક ધન તેનું, કાંઇ કામે ન આવે;

ધિક જિવતર તે કે, પાપથી પેટ ઠારે,
ધિક ધિક જન તે કે, ઊપકારો વિસારે. ૨

**સત્યનાથ**—(રસ્તે જનાર એક શેઠને) હેં ભાઈ આપનું નામ શું?

**મકન**—જી, મારૂં નામ મકન છે.

**સત્યનાથ**—મકનભાઈ, દયાનંદ શેઠ અમરાવતીવાળાની દુકાન ક્યાં આવી?

**મકન**—એતો હાથીએ દરવાજે રહી. એ દરવાજેથી ગામમાં પેસતાં નજીકજ છે.

**સત્યનાથ**—ત્યારે મને તો એક જણે કહ્યું આ દરવાજે છે તેથી હું તો અહીં આવતે સાવ થાકી ગયેલ્છું.

**મકન**—નહીં, નહીં. તેણે તમને તદન છેતર્યાછે, ફીકર નહીં આવો મારી સાથે હું તમને બતાવું. પણ તમારે તેનું કેમ કામ પડયું? તે જો હરકત નહીં હોય તો કહેજો. એમના મુનીમ ગુમાસ્તા લોકો તો મહા તરેહવાર માણસોછે. ને તમે તો ભલા જણાઓછો.

**સત્યનાથ**—એમ કેમ જાણ્યું?

**મકન**—હું પ્રથમ દયાનંદ શેઠનીજ દુકાને મુનીમ હતો અને જેવી રીતે શેઠના હકમાં ફાયદો થાય તેવી રીતે ચાલતો, અગર જો કે હું હજારો રૂપીઆનો વેપાર કરતો તોપણ એક પાઇ સરખી પણ હરામ હતી. દુકાનનો એક કોડીનો પણ માલ ન બગડે તેવી સંભાળ રાખતો. મેં શેઠની અગીઆર વર્ષ નોકરી

કરી. શેઠ મારાથી સર્વ વાતે સંતુષ્ટ હતા, કારણ તે-
મનું મન દુખાય એવું મેં કોઇ દીવસ કાંઇ કર્યું નહોતું.
પરંતુ થોડા મહીના થયા શેઠનો સાળો વિઘ્નસંતોષી
દુકાનનો મુનીમ થઇને આવ્યો છે તેને ને મારે
અણબનાવ થયો. આ અણબનાવનું કારણ હું પો-
તેજ છું. મેં હાલમાં તેમની નોકરી છોડી દીધી છે
ને હમેશાં આનંદમાં ફરૂં છું.

**સ.પનાથ**—એવો શો અણબનાવ થયો કે તમારે નોકરી છો-
ડવી પડી? ને જ્યારે તમે જાણોછો કે તેમ થવાનું
કારણ તમે પોતેજ હતા ત્યારે શા વાસ્તે સંભાળી
ને નહી ચાલ્યા?

**મકન**—અરે ભાઈ! એ વાત બહુ લાંબી છે અથથી ઇતિ
સુધી કહેવા માંડું તો ઘણો વખત લાગે, બાકી એ
વાત જવાદો,

**સ.પનાથ**—ના, ના, જરા કહોતો ખરા.

**મકન**—ભાઈ તમે આટલા બધા ઇન્તેજારછો તો સાંભળો,
જ્યારે વિઘ્નસંતોષી મુનીમ થઇ દુકાનનો વહીવટ
સંભાળવા આવ્યો ત્યારે મેં હીસાબ તૈયાર કરી સી-
લીક વીગરે તમામ સોંપ્યું તેને ચાર દીવસ થયા
ત્યાં તે મને કહેવા લાગ્યો કે ભાઈ આટલી ટુંકી રો
જીમાં આપણું પુરૂ ન થાય માટે દુકાનમાંથી કાંક

અવેજ આપણા બે થકો કાઢવો જોઇએ. શેઠ તો
મોટા માણસ છે તેથી જો કદાપી આપણે કોઇ ર-
કમ ઉચાપત કરીએ તો શું હરકતછે? સાંભળતાંજ મા
રૂ શરીર થરથર ધ્રૂજવા લાગ્યું ને આંખો લાલ હીં-
ગળો વર્ણ થઇ ગઇ. મને એટલો બધો ગુસ્સો ચ-
ડયો કે પુરૂ ભાન પણ રહ્યું નહી. મેં કહ્યું જે શેઠે
મને સારી રીતે રાખ્યો. જેણે મને દીકરાની પેઠે
લાડ લડાવ્યાં, જેણે વખતો વખત મને મદદ કરી,
અને જેના પ્રતાપથી રળી ખાઇએ છીએ તેનીજ
મીલકત ઉપર હાથ નાખવો, તેનુંજ ખાઇ જવું,
તેનેજ લુટવો, અને તેનેજ ભીખ માગતો કરવો એ
મહાપાપી અને અધર્મિનું કામછે. અરે દુષ્ટ તું કહે
છે કે હું શેઠનો સાળો છું પણ તું તો તેના પેલા ભ-
વનો પક્કો દુશમન જણાયછે. અરે! પાપી, તું મા-
રી આગળ આ બોલ બોલતાં લાજ્યો પણ નહીં
શરમછે તને! ધિઃકારછે તારી જાતને, નામને અને
જીંદગીને! અરે તું જન્મતાં કાં ન મુઓ કે આવાં
કૃતઘ્ની કામ કરવાને અને બીજાને સામેલ કરવા
જીવતો રહ્યો! તારા જેવા માણસો આ પૃથ્વીપર ન
હોતતો કેવું સારૂં!! તું તે માણસ છે કે જનાવર છે!
તું બોલે છે કે બકેછે? મને તો કાંઈ સુજ પડતી
નથી! એમ કેટલીકવાર ગાળો દીધી અને કહ્યું કે

તું એકવાર બોલ્યો તે બોલ્યો પણ જો કોઈ દીવસ હવે પછીથી બોલ્યો તો જીભ ખેંચી કાઢીશ. શું તું મારાં ધોળાંમાં ધુળ નાખવા માગેછે? મારી માન પ્રતિષ્ઠા મેળવેલ તું એક ક્ષણમાં ઉરાડી દેવા માગે છે? અરે તું મારા નામને હમેશને માટે કલંક ચો- ટાડવા માગેછે? બસ, બસ, બહુ થઇ તારૂં કાળુ કર! તારૂં મોં મને કોઇ દીવસ બતાવીશ નહી! એમ કહી એક થપડ મારી કાઢી મુક્યો.

(પડદા પાછળ)

## ગીતિ.

સત્યવાદિ નથિ ડરતો, કહ્યા સામું કો તણા નથિ જોતો,
તમા કોનિ નથિ કરતો, દુષ્ટ કર્મથી ધર્મ નથી ખોતો. ૧
ખાક ન ધરતો કોની, રહી પ્રમાણિક સદા સુખે રે'તો;
કડવાં કપટી વચનો, વિશેષ કરિને નથિ કદી સે'તો. ૨

આ ઉપરથી તે શેઠ પાસે ગયો ને હું ઘરડો થયો તેથી કામને લાયક નથી વિગરે આડું દોઢું કેટલુંક ભરાવી મને પેનશન આપવા ઠરાવ્યું. આ કામ પણ તેણે પોતાની બેહેનના વસીલાથી કરેલું છે. અને શેઠને નહીં પરવડતાં હા પડાવી છે. આવી રીતે મેં મારી નોકરી ખોઈ છે. અગર જો કે શેઠ મને પેનશન આપે છે, અગર જો કે મારો માન મર્તબો, મારી ભલાઈ અને મારો પંડ પણ

શેઠ સાહેબને લીધે છે, તોપણ એ દુષ્ટે કાંઈ કરવામાં બા-
કી રાખી નથી. તેણે હવે મિષ્ટાનલાલ, કેડારશંકર વીગેરે
ને પોતાના નોકર રાખ્યા છે, મરજીમાં આવે તેમ ઉરાડે
છે તેથી મારા પેટમાં તો બહુ બળે છે કેમકે,

ગીતિ.

પડ્યું અંન મુજ પેટે, તેની દાઝે અતી ધણું ભાઈ;
ફિકર મને બહુ થાતી, સુણિ ફજેતી મરણું મુઝાઇ. ૧

'હમણાં વળી વીશ હજારને માથે પાણી ફેરવ્યાનું
સાંભળ્યું છે. આ રાણીઆ એક બાવાને ત્યાં પડેલા છે.
સાબધું ધણી વગરનું ધૂળ મળી જાય છે.

દોહરા.

મે'નત નોકર કરિ મરે, નિરાંત નહિ બિલકુલ;
બુજ ન જાણે કોય એ, ધણી વિનાનું ધૂળ. ૧
સજે નારિ શૃંગારને, રિઝે પે'રિ પટકૂળ;
(પણ) થાય કજોડું તો મળે, ધણી વિનાનું ધૂળ. ૨
અંધો આગેવાન કો, કરીજ મ્હોટી ભૂલ;
પડે કૂપ, લસ્કર પડે, ધણી વિનાનું ધૂળ. ૩
મૂરખ નોકર સૌ મળી, આપ આપનિ ફૂલ;
મારી લૂટિ ખાય એ, ધણી વિનાનું ધૂળ. ૪

આ વાતનો કોણ તપાસ કરે? અહીં તો બધું અં
ધારે કુટાય છે.

**સત્ય**—વાહવાહ! નોકર તો આવાજ જોઇએ.

**મંદાક્રાંતા વૃત્ત.**

સુંદર રંગો, ધણિનું સાચવું. કાળજી ખૂબ રાખી,
પોતા કેરો, તદન દિલથી, સ્વાર્થ તો કાઢિ નાંખી;
કે'તો બોલો, સરળ જનને, સત્યના જે સદાએ,
તેવા નોકર, ક્યમ કરિ અને, તુલના કોદિ થાએ. ૧

**મકન**—એતો ઠીક. ફરજ બજાવી એમાં શું? પણ ભાઇ એવા કુટિલ માણસોનું તમારે શું કામ છે? જો તમારે રાત રહેવું હોય તો ચાલો આપણે ઘેર ત્યાં પરમેશ્વરનો પ્રતાપ છે. (હાથ પકડી તેને ખેંચે છે.)

**સત્ય**—ના, ના, હું તો તેમની દુકાને રહેવાને આવ્યો છું.

**મકન**—શું નોકર રહેવા આવ્યા છો?

**સત્ય**—ના, પણ વીસ હજારની ખોટનો તપાસ કરવા શેઠે મને મોકલ્યો છે; તમે કહો છો તે ગાંગો ક્યાં રહે છે?

**મકન**—એતો હું તમને બતાવીશ. તમે ઠીક કામે આવ્યા છો. હું બનતી મદદ કરીશ, સાચી વાત શોધી કાઢવા એક બીજાને મદદ કરવી જોઇએ.

**સત્ય**—હું આપનો ઉપકારી થયો છું. આ વાત મનમાં રાખશો.

(પડદા પાછળ) **ગીતિ**

કાંટીમાં પણ સાચા, મનુષ્ય વખતે ગુણો મળી આવે;
મોતી વિંડા જેવી, સાગરમાંથી દૈવ હાથ લાવે. ૨

મકન—બહુ સારૂં, તેની ફીકર નહીં. જુઓ પેલા મિષ્ટાન-
લાલ ને કંઠોરશંકર આવેછે.

સત્યનાથ–તે એજ કે. એતો મને મળ્યા હતા ને તેમણેજ
મને આટલે મોકલ્યોછે.

મકન—ભાઇ હજી તો તમને સહવાસ થાશે ત્યારે જાણશો.
(મિષ્ટાનલાલને) આ તમારી દુકાન ગોતે છે માટે
જાઓ એને લઈ જાઓ.

મિષ્ટાન—ક્યાંનાછે? કેમ આવ્યાછે?

મકન—ઉતારો તો કરાવો, પછી પુછજો.

સત્યનાથ–અરે તમે બે જણ બેઠા હતા ને હું નહોતો આ-
વ્યો પણ તમે તો કહ્યું શેઠની દુકાન આગળછે. શું
તમે જુઠું બોલ્યા?

મિષ્ટાન–ભાઇ હમણાં અમરાવતીના બ્રાહ્મણ બહુ આવેછે ને
ઉતારો કરેછે તેથી ખર્ચ ઘણું થાયછે તે શેઠ મં-
જુર કરતા નથી ને શેઠને અમે ખોટું નામું બતાવી-
એ છીએ એમ શક રહેછે તેથી હમણાં અમારા
મુનીમ સાહેબના હુકમ શીવાય આ દયાનંદ શેઠની
દુકાનછે એમ કબુલ કરતા નથી ને તમે પણ બ્રા-
હ્મણ જણાઓછો તેથી માન્યું નહીં માટે જો ખોટું
લાગ્યું હોયતો માફ કરજો કારણ—

શાલિની છંદ.

બ્રહ્મો કર્તા, રોજ હેરાન ભારે, ચીડા થૈને, બેસતા દ્વાર મારે

પાડંતાં ના, નાહિ અપમાન લેખે,દાના દાતા, સર્વ દ્રષ્ટ દેખે. ૧

સત્ય— લોભી થાતા, લોક સૌકો જણાએ,
દાતા કર્વા, બ્રાહ્મણો તેથિ ચાહે;
(તેથી) માને નાહિ, માન અપમાન કેવું?
આપે કે ના, આપતા તોય લેવું.

મિષ્ટાન-કાંઈ કાગળ પત્ર લાવ્યાછો?

સત્યનાથ-હા. લ્યો. (કાગળ આપે છે).

મિષ્ટાન-(કાગળ વાંચી માથુ હલાવી નિશ્વાસો મુકી) ભલે પ

ધાર્યા. તમે તો અમારા મુનીમ કહેતા હતા એના પુતળુ જણાઓ છો. ઠીક થયું ચાલો તેમને ત્યાં, પછી તમારે માટે બધી સોઈ કરી દેશું.

મકન—(સત્યનાયને) ભાઇ રામ રામ, પાછા મળજો હું જાણ છું.

સત્ય—બહુ સારૂં. હું ફુરસદે આવીશ.

કઠોર—ચાલો, ચાલો, મુનીમ સાહેબ ઊતાવળા થતા હશે

(બધા જાયછે)



## પ્રવેશ ૫ મો.

### સ્થલ અમરાવતીમાં દયાનંદ શેઠનું એકાંત સ્થળ.

દયાનંદ.  અમથાલાલ.

(પડદા પાછળ)

ઈંદ્રવજ્રા.

હારી ગયા હીંમત મર્દ મોટા. નારી આગાડી બનિ બૌજ છોટા;
શ્રીરામ ધાયા મૃગ મારવાને, પત્નિ તણો બોલ ઊઠાવવાને, ૧
આખી ખતા ના ક્ષણું વાર લાગી. જાણી અને સંકટ લાખ માગી,
કૈકૈ તણી પાળિ કહેલ વાણી, શું રામ પિતાએ કરી કમાણી. ૨

દયાનંદ–(એકલો) મારા ગયા પછી તેજ દીવસે સત્યનાથને તો વીદાય કર્યો જણાય છે. કેવો ભલો સુશીલ છોકરો!! તેને કાડવાની મારી બીલકુલ મરજી નહોતી, પણ એમણે આખરે કહાવ્યો. જેના ઘરમાં સ્ત્રીના ગનસીપણાનું જોરછે તે ઘર ન જાણવું. આટલા બધા માણસો રોજ ખાયછે તેમાં કોઈ વધારે ન પડયું પણ આ અનાથ વધારે પડયો. તે મહા હુશીઆર અને ભણેલો કોઈને ભારે ન પડે તે મારાજ ઘરમાં પડયો! જો તે નોકરી લેવા જાયતો આગધડી મળે પરન્તુ હજી તે વધારે અભ્યાસ કરે છે તેથી લેતો નથી. વળી એ પોતાના અભ્યાસ

વધારાની સાથે આપણને બને તેટલી મદદ આપેછે. એના આવ્યા પછી છોકરો કેટલો સુધર્યો! નહીતો અમથો ને વળી આવો ડાહ્યો થાશે એમ સ્વપ્નામાં પણ કોને આશા હતી?

મંદા ક્રાંતા વૃત,

જાતો દોડયો, રમત રમતો, જે દડેથી હમેશે;
તે આ વખ્તે પરમ હરખે. પોથિ જો લેઈ બેસે;
બાજી રમ્તો, બિક ન ધરિને, બેકિ જેરે ગયેલો;
તે આ વખ્તે ગણિત ગણતાં, ગુંમ તેમાં થયેલો. ૧
મસ્તી કર્તો, મગન ફરતો, પંડ પીડા તજીજે,
તે કેવારે, ફિકર મપછે, ગ્રંથ ગર્જોથિ રીઝે;
દેતો ગાળો, ઘડિક ધરતો, શર્મના કોઈનીજે;
મર્યાદાને, વિનયથી વદતો, શાન્ત થૈ નાહિ ખીજે. ૨
લુચ્ચા લોકો, તણિજ લવરી, લેશ મને ન સૂણે;
આગે ચોરી, ઘણિ કરિ જતો, જેહ સંતાઈ ખૂણે;
દુરાચાર્ણી, વ્યસનિ વરવા, મિત્રને ભાઇ ચૂકી;
ગ્રંથો વાંચે, ઘણિક રિતના, મનને સ્થિર મૂકી. ૩
સૂતો રે'તો, વખત ચુકતો, ચેતતો ચિત્તથી ના,
તે બેઠેલો નજર ન પડે, કામરે કાંઈ વિના;
ખાવા પીવા, નવિન તરકો, સે'લના જેહ કર્તો;
તે પોતે રે, વિસરિ જઈને, સદ્ગુણે દીલ ભર્તો. ૪

છોકરોપણ બાપડો સત્યનાથના ગયા પછી ઓશીયાળો થઈ ગયોછે, તે કેવો ફીકરમંદ દેખાયછે. જો કાંઈ તેની માને કહે તો માને નહીં ને ધમકાવે. તેથી કજીઆની બીકથી રહ્યોછે, વિઘ્નસંતોષી હરામખોર, દાંડ, લુચ્ચો, પહોચેલ, તર્કટી ને વિશ્વાસઘાતીછે. તેની પાસે એને રહેવું. ઘણીજ દીલગીરી! એમાં બીલકુલ ભ્રમ નથી. તેણે મારા ઊપર જુલમ ગુજારવા માંડયોછે, સાળો મુઓછે તેથી ઘરમાં ક્લેશ થાય માટે બોલતો નથી, હમણાં પાછા વીશ હજારની મોકાણ માંડીછે. અરે! દૈવ તેં ધારી હશે તે થશે. પણ હવે મને સારાં ચિન્હ જણાતાં નથી. ઘરમાં કોઇની સાથે બને નહી, જુઠું બોલવું. સમ ખાવા, ચાડી કરવી અને ઈર્ષા કરવી એમાંતો બાદશ નહીં, દુષ્ટ મિજાજને લીધે કોઇ ઉપર ગુસ્સે થતાંતો વાર લાગતીજ નથી. હે પરમેશ્વર તેં મારે વાસ્તે આવું રત્ન ક્યાં સંતાડી મુક્યું હતું; કોઈ દીવસ ક્લેશ વગર તો ખાલીજ નહીં. વળી મારાથી ત્રણ વર્ષે મોટી એટલે કજોડું તો ખરૂંજ, મોટી ઊંમરની અને વળી ગામડાની એટલે કાંઇ કહીએ તો તે માંની ધ્યાનમાં રાખવાની શકિત ક્યાંથી હોય? જ્યારથી તેના પગલાં ઘરમાં થયાં ત્યારથીજ ઘરેણું ઘડાવવાની ને જુદુ રેહેવાની જક લીધી હતી. હું ધારૂંએ જાણું કે જુદુ રહેવામાં કાંઇ માલ નથી પણ તેના હમેશના કજીઆથી

કંટાળી તેમ કરવા હા પાડી હતી. દરમીઆન બાપ ગુજરી જવાથી તમામ મીલકતનો કબજો મારા હસ્તકમાં આવતાં જુદુ રહેવા વખત આવી નહીં; નહીંતો એણે તો એનું પોત પ્રકાસ્યું હતું. ખરેખર "યથા નામ તથા ગુણા" તેનામાં નામ પ્રમાણેજ ગુણછે. આ ખાતે તેની ફોઇને ખરેખર સાબાસી ઘટેછે. આ બાબત ઉપર રોજ બળાપો કરી મારૂ અર્ધ લોહી તો બળી જાયછે. વળી કહ્યું છે કે પ્રાણને પ્રકૃતિ સાથે જાય તેથી હવે તેને સુધારવાની આશા તો ફોગટ. "પાકે ઘડે કાંઠા ચડે નહીં" આખી ઝીંદગીનું શાલ! પણ લાચાર જ્યાં ઊપાય નહી ત્યાં શું કરવું? થાય તે ખરી, પસ્તાવો કરવામાં સિદ્ધી નથી.

(પડદા પાછળ) ગીતિ.

વગર વિચારે કરતાં, ઘર શું પુછો પિધા પછી પાણી;
મા બાપે શા માટે, કર્મ કુટણી કંકાસણી આણી.

(અમથાલાલ પ્રવેશ કરેછે).

**અમથો**—બાપા હું તમને એક વાત કહેવા આવ્યોછું.

**દયાનંદ**—કહો ભાઇ શું છે?

**અમથો**—આપણે ઘેર સત્યનાથ રહેતા ત્યારે આખો દીવસ ખુશાલીમાં જતો પણ હવે તો બીલકુલ મને ગમતું નથી, તેની સોબતથી આખો દીવસ વિદ્યા વિલાસમાં જતો, લાયબ્રેરીમાં કુસંપ, ઇર્ષા, પ્રેમ વીગે

ર સામે કેવાં ભાષણો આપ્યાં હતાં. દરેક માણસ તેમની કેટલી પ્રસંશા કરેછે?

શાર્દૂલ વિક્રીડિતવૃત.

કાંપી વે'મ વગાડિયો, વિજયનો, તેણેજ ડંકો અહીં,
કૂધારા મુળમાંથિ છેદિ વળિ સુધારા વધારા સહી;
આગેવાનિ કરી ઘણીક રિતની, પંથે ચડાવ્યા બહુ;
તેને યાદ કરે હવે ગુણ ઘણા, સંભારિનેરે સહૂ. ૧

આવા માણસને કમ નસીબે ઘરમાંથી પણ કાઢયો. હું આમ બોલીશ અને મારી બૂરી હાલતો મુકી દઈ શાણામાં ખપીશ એવું આપને સ્વપ્નું પણ આવ્યું હતું? જુઓ તેની કાબેલીયત? એના જેવો ભણેલો આપણા ગામમાં એકપણ નથી. તેનામાં દુર્ગુણ નામ નથી તે છતાં વિના અપરાધે તેને કાઢયો તેથી મને ઘણું લાગેછે, જો આમ હતું તો મને પણ એના ભેગોજ મોકલવો હતો (ગળગળો થાયછે)

આનંદ—અમથા તું કહેછે તે તમામ વ્યાજબી છે. છોકરો ઘણો સારો અને ખબરદાર હતો, તેને કાઢવાની મારી તલભાર પણ ખુશી નહોતી. પરંતુ જ્યારે તારી માએ દુરાગ્રહ કર્યો ત્યારે મારૂં કાંઈ ચાલ્યું નહીં! તેના સ્વભાવથી તો તું અજાણ્યો નથી, તેને એક દુષ્ટ વેહેમ ભરાવ્યો છે તે પણ તારા જાણવા

માં હશેજ, મેં એને રજા ન આપી હોત તો મોટો કજીઓ થાત, તે વખતની સ્થિતિ ઉપર નજર રાખી બોતરફ વિચાર કરતાં મારા મનમાં એમ આવ્યું કે તેને બહાર મોકલવો.

અમથો—જે તમે કહ્યું તે બાપા મેં સાંભળ્યું, પણ મારી તો ટુંકામાં એટલીજ વિનંતિ છે કે કાંતો એને બોલાવો નહીતર મને એની પાસે મોકલો કે મારો રેવાર્થ બગડે નહી.

દયાનંદ—એ બધું તારી બાને કહેવાનુંછે; જો એ બોલાવવાની હા પાડે તો મારે એને બોલાવવા બીલકુલ વાંધો છેજ નહીં.

અમથો—ઠીક છે. જ્યારે હજી વધારે વાત ધીમી પડશે ત્યારે હું લાગ જોઇ મારી બાને સમજાવી કહીશ. હું જાઉંછું.

દયાનંદ-હા સુખેથી જાઓ. (જાયછે),

---

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ કનકપુરીમાં વિઘ્નસંતોષીનું મકાન.

વિઘ્નસંતોષી મિષ્ટાનલાલ કઠોરશંકર

(પડદા પાછળ) સપાન,૫,

નારાચ છંદ.

મળેલ માલ હાથમાં, રહે નહીં હરામનો,
હજાર યુક્તિયો રચે, ન થાય કાંઇ કામનો,
વિચારિ વાત તે નહીં, પ્રપંચ જે કર્યા કરે;
લગાર અંત તેહનો, ન અર્થ કાંઇએ સરે. ૧

વિપ્ર—આઇએ મીઠ્ઠાનલાલ, પણ તમારી સાથે આ કોણછે.

મીટાન—એતો અમરાવતીથી સત્યનાથ કરીને શેઠનો કાગળ લઈ આવ્યા છે.

વિપ્ર—અ–મ–રા–વ–તી–થી સ–ત્યનાથ આંહા! ભલે આવ્યા પણ કેમ આવ્યાછો વારૂ?

મીટાન—આંહી દુકાને રહેવા.

વિપ્ર—કેડોરશંકર જાઓને રસોઈ પાણીનો બેત કરી આપો.

કડોર—બહુ સારૂં શેઠજી આ ચાલ્યો.

વિપ્ર—સત્યનાથ હાલતો તમે આ માણસ સાથે જાઓ ને પછીથી અહીં આવજો એટલે વધારે વાત કરશું તમે દુકાને આવતા જતા રહેજો અને કામ કહીએ તે કરવું.

સત્ય—બહુ સારૂં (બંને જાયછે).

વિપ્ર—મિઠ્ઠાનલાલ મેં તમને બોલાવ્યા છે તેનું કારણ સમજ્યા?

મીટાન—(જાણી જોઇને) ના, ના,(મનમાં)સાળાને મોહેજ રામ પોકરાવવા.

વિઘ્ન—પેલાના ભાગ પાડવાને.

મીટાન—ભાગતો પાડેલાજ છે ને; પાંચ હજાર તમારા ભાગ
નાતો તમે લઇ ગયા છો ને બાકી પંદર બાકીને ત્યાછે
તેમાંથી પાંચ મારા ને પાંચ કેદારના ને બાકી જે
પાંચ હજાર રહ્યા તે આપણે મજમુ મોજ મઝા બા-
તે ખર્ચે કરશું કેમ ઠીક કની?

વિઘ્ન—(મનમાં સાળો બહુ પેચ રંગે) બાવાને ત્યાં એણે રૂ.
પીયા મુક્યા છે માટે તે આપણુંનેતો માનશે પણ
નહીં માટે હવે નમતા ભજતા રહેવું તો ઘેડા ઘણા
નું મેં હેરવીશું નહી તે એક પાઈનો પણ પતો લાગશે
નહીં. ઉતાવળા થવાનો સમય નથી કેમકે

નારાચ છંદ.

ઉતાવળે ન કામ કોઇ, દી સહેજ પાધરૂં;
બબીત નીવડે ન કામ, માનજો ખરે ખરૂં;
પરંતુ ધીરચાતુરિને કળે કળે કરાવતો;
જરૂર યોજના તમામ, પારને પડાવતો. ૧

(આસન) પણ ભાઈ એમતે થાય! હું મુનીમ એટ-
લે બે ભાગ મારા ને એક ભાગ તમારો જો એમ કહા-
ની ઠીક ન લાગેતો અડધો અડધ તો આપે.?

મીટાન—જુઓ વાસ્તવીક કહીએ તો ઘણી મેહેનત કેદારની છે
માટે અડધો ભાગતો એને મળવો જોઇએ પણ

આપવું પડશે, એતો સાવ ભુખ છે.

**મીટ્રાન**—અત્યારેતો બને તેમ નથી કારણ બાવો હમાણા ધોળકે ગયોછે, માટે હું એને ઘેર જઇ તપાસ કરીશ.

**વિપ્ર**—પછી ધોળકું થાય નહીં. જો જો, સંભાળજો નહિતો કીનારે આવ્યું વહાણ બુડશે. થઇ વાત ધુળ ધાણી થશે. માટે સાવચેત રહેજો.

ઇંદ્રવજ્રા.

હાથે ચડેલું નહિ રત્ન ખોશો. જાશે કદી આ તકતેજ રોશો;
આવ્યું તરી વાણ સમુદ્ર ભારે. સંભાળજો તે નબુડે કિનારે. ૧

**મીટ્રાન**—(મનમાં)બાવો ક્યાં ધોળકે છે એતો ઉડાવવાની વાતો; (પ્રાસન) ફીકર નહીં તે આપણા જેવો ઘણો સારો માણસ છે, તે કાંઇ કાળું ધોળું કરે તેવો નથી પણ મને સાંભરયું. પેલો સતીઓ આપણી દુકાનમાં રહેશે તે મકનને ન મળે એમ કરવું નહિતો બધી ચકરયા જોઇ ઉઘાડું પાડશે. મેંતો એને કાંઇજ કામ ન સોંપવા વિચાર કરયો છે કે કંટાળીને પાછો ભાગી જાશે, શેઠ જાણશે કે એને ત્યાં કાંઇ કામ આવડ્યું નહીં, વેદીયાં ઢોરતે દુકાનના હીસાબી કામકાજમાં શું સમજે. એતો ચોપડીઓ વાંચે ને ઘણું તો નાટકો બનાવી ભવાઇઆના વેશ કાઢે.

**વિપ્ર**—હું તમારી સાથે મળતો આવુંછું, હું એવી તજવીજ રખાવીશ કે તે સતીઓ એકલો રહેજ નહિ.

કઠોરશંકરને બળાવી દેવું. માટે તેની ફીકર રાખવી નહિ.

મિષ્ટાન—એ કામમાં તમે કાચા નથી કે કહેવું પડે પણ હવે હું તો પેલા કામે જાઉંછું.

વિઘ્ન—જાઓ—હું પણ બહાર ફરવા જાઉંછું.

(બંને જાયછે).

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ. પાકશાળા.

કઠોરશંકર. સત્યનાથ. વિઘ્નસંતોષી. મિષ્ટાનલાલ.

(પડદા પાછળ)

### ઝુલણા છંદ.

સત્યને આધારે, જીંદગી જાણવી. તે પરે સર્વ બ્રહ્માંડ માંડ્યું;
જન્મ હાર્યો જરા, સત્યના પંથથી, એક પણ પાદ જો હોય છાંડ્યું.
જો પડે માર મોંકમ શિર તોય પણ, સત્યનો છેડલો જે ન છોડે;
તેહની વા'ર કરનાર કિર્તારતો, આખરે મદદ દેવાને દોડે. ૧

કઠોર—સત્યનાથ આજે રસોઈમાટે શું શું સીધું લાવવાનુંછે?

સત્ય—દોઢશેર લોટ ને ચાર રૂપીઆભાર ઘી.

કઠોર—અરે, તમે તો અહી છ મહીના થયા આવ્યાછો પણ કોઈ દીવસ બે હાથ ભેળા કરાવ્યા નહીં. રોજને રોજ તે એનું એ કેમ ભાવે? કોશીઆ શા માટે થાઓછો? ક્યાં આપણે માથે છે? કોના બાપની ગુજરાત? કરોને લાડવા કે મન તૃપ્ત થાય ને ખાધાની લેહેર પડે. શેઠને ક્યાં પૈસાની ખોટ છે; જે આવેછે તે ખાઇ જાયછે તો તમે તો શેઠના માનીતાછો માટે તમારે વિષે તો તેમને કાંઇ બોલવાપણું રેહેશે નહીં, માટે મારા મેહેરબાન કહ્યું માનો ને મારૂ પણ ભેગું કરાવો. હું સીધું લેવા જાઉં છું. ને તમે તૈયારી કરવા માંડો.

સત્ય—(મનમાં) વીશ હજારનો પત્તો બાતમીથી હવે મને બરાબર મળ્યો છે, તો આપણું રૂપ શા માટે બતાવવું ન જોઇએ, આ ઠીક લાગ આવ્યોછે. (આસન) નહીં, નહીં, એમ થાય નહીં. મને મિષ્ટાન ખાવું પસંદ નથી તેમાં વળી વગર પ્રસંગે અને કોકને પૈસે ખાવું એ મને ભાવતું નથીને વ્યાજબી પણ નહીં—શેઠ કદાપી બધું ખર્ચ મંજુર કરે—અને આપણે કરીએ છીએ તે વ્યાજબી માને એટલે આપણામાં મુકેલ વિશ્વાસનો આપણે ગેર ઉપયોગ કરવો? ના, ના, તે બનેજ નહીં. અગર જો કે શેઠ પૈસા-

દારછે. અગર જોકે શેઠને નામે રોજ મિષ્ટાન ઊડા-
વીએ તોપણ એને ખોટ આવે એમ નથી. અગર
જો કે ખાધાની બાબતમાં શેઠ કાંઇ બોલે તેવા ન-
થી, તોપણ તેના હકમાં એક રૂપીઆનું તો શું લે-
કીન એક બદામનું પણ નુકશાન ન કરવું જોઇએ.
મોટા લોકોની ગામે ગામ દુકાન હોયછે ત્યાં પોતા-
થી ન પોહોચી શકાય તેટલા માટે મુનીમ વાણોતરને
મોકલેછે તે શેઠ પ્રત્યે પોતાનો ધર્મ ભુલી જઈ આ-
ડું અવળું કરે એ કેવું દુ:ખદાયકછે? મુનીમોના હા-
થથી લાખો રૂપીઆનો વહીવટ થાય છે, તેજ મુની-
મો ખુટે, શેઠના પૈસા ઉપર ટપોથી જુએ, વહીવટ-
માં અપ્રાણિકપણે ચાલે. ને સઘળું ઉચાપત કરે ત્યા
રે આ દુનીઆનો વહેવાર શી રીતે ચાલે! આ
સંસારનું બંધારણ પ્રીતિથી છે તો અરસ પરસ
પ્રીતિ હોવી જોઇએ, પરંતુ તેનો લોપ થાય તો પ્રા
પ્તીની આશા ક્યાંથી? ને જ્યારે પ્રાપ્તીની આશા ગ
ઈ એટલે કોઇ માણસ તન મનથી કામ કરે નહીં.
આ વાસ્તે નોકર ચાકરોને પગાર મળે છે, તો તે
પ્રમાણે તેણે સંતોષ માની કામ કરવું. તેના દરેક
કામમાં સત્ય અને પ્રમાણીકપણાને આગેવાન રાખ
વાં. સંકટ સમયે હીમત રાખવી અને દરેક રીતે ઉ-
પરીના હકમાં બેહેતર થાય એમ કરવું. તેના બદલાનું

માં શેઠે ચાકરની પણ ખુબ જ લાગણી જોઇએ. અને
તેમને હુંકારા તુંકારા કે ગાળો નહિ દેતાં ભાઇઓ-
ની માફક ગણવા જોઇએ. જો આ પ્રમાણે થાય
તો સમાગમ ઘણા દીવસ રહેવાનો, નહી તો ઘણા
દહાડાનો ઘટ થએલ સંબંધ અસંતોષરૂપી વાવાઝો-
ડાને લીધે એક કરોળીઆની જાળની પેઠે એક ક્ષા-
ણમાં નાશ થવાનો. માટે હે ભાઇઓ સંપસંપી સત્ય
ઉપર આધાર રાખી ચાલો.

ઠઠ્ઠોર—ભાઇ, તમે આ લાંબુ લાંબુ બોલ્યા તે સાંભળી મા-
રો તો જીવ ચકરડમ થઇ જાયછે. મેં તો મારા જ-
ન્મારામાં તમારા જેવાની વાત સાંભળી નથી. એતો
ઠીક, પણ મોડા કેમ થયાછો? બાઇસાહેબ ઘણા દા-
ડાસ થયા બાકડા ભેગા થયા નથી, માટે આજતો
કરો. હું તમારો પાડ માનીશ. તમને જ્યાં કાંઇ ખ-
બરછે, પેલા નિરસંતોષી અને મોહનલાલ તો રો-
જ મઝા ઉડાવેછે, તમે નવા અને વળી ગરીબ મા-
ણસ એટલે ખાતે જીવ ચાલતો નહીં હોય. જો
તમને અનુકુળ થતો હોયતો હું ગપાટાલાલને તેડી
આવું. એ રાખશે અને ફક્ત અગીઆર લાડુજ
ખાશે. શેઠને તો પરમેશ્વરનો પ્રતાપછે.

સત્યનાથ—ઠઠ્ઠોરશંકર તમે વધારે બોલી મારા જીવને ક્લેશ

કરાવશો નહીં, અગર જો આકાશ પાતાળ એક થાય, સમુદ્ર પોતાની માઝા મુકે, પૃથ્વી રસાતાળ જાય, પશુપક્ષીઓ માણસની પેઠે બોલવા માંડે, ગ્રહઉપગ્રહો ચાલતા બંધ પડે, સૂર્યે કાળો ઠીકરા જેવો થાય, હું નાશ પામું, મારૂં એદાન મેદાન થઈ જાય તો પણ હું મારા શેઠની એક પાઈ પણ બગડવા દેનાર નથી. તમારા લોકોનાં કાવત્રાં બધાં જાણવામાં આવેલ છે. વીપ્રસંતોષીની ચાલ બીલકુલ પસંદ કરવા લાયક નથી. અરે કર્મફુટાઓ. વિચારતો કરો. તમને જો હાંકી કાઢ્યા તો તમારા શા હાલ થશે? આવો શેઠ મળવો મહા મુશ્કેલ છે, તેવા શેઠ ઉપર તમે કાળો કેર કરવા માંડયો છે.

ગીતિ.

ભેગા થઈ સૌ ભાઈ, ભલા કેરિ નહીં ભલાઈ વિચારી;
કાપો બેઠા કેરી, ડાળ તમે કામ અરે ઓ અવિચારી. ૧

કઠોર—સતીઆજી, એતો તમે બડા કાઠિકાછો તે જાણીએ છીએ. સાચાના બેટા છો તેમાં બીજાને શું! આવાનું કહ્યું તેમાં વસમુ લાગ્યું. જરા વિચારીને બોલો. તમે ભણ્યા તેમાં અમારે શું? કોને ન્યાલ કર્યે? નવા આવ્યાછો તેથી રોફ પાડતા હશો. તમારા વિષે વિપ્રસંતોષી જેટલું બોલેછે તેટલું ખરૂં જણાય છે.

પણ યાદ રાખો કે વિઘ્નસંતોષી જેવું તેવું માણસ નથી.

સત્યનાથ—આખી જહાનના જાણવામાં છે કે વિઘ્નસંતોષી મહા લુચ્ચો માણસ છે, તેણે જે રૂપીઆ ઉડાવ્યા છે, તેનોજ હું તપાસ કરવા આવ્યોછું, ને ઇશ્વર કૃપાથી તમને શીક્ષા મળશે.

ગીતિ.

પાપ રહ્યું નહીં છાનું, પકડાયાછો તમે બધા લોકો;
વળે ન પસ્તાવેથી, હવે મુકતાં લાખગણી પોકો. ૧

કઠોર—(મનથી ગભરાઇને) શું. એમ હું કાંઇ ખીહવરાવે બી-વાનો છું? તમે ડાળે ડાળે ફરશો હશો તો હું પાં-દડે પાંદડે ફર્યોછું—જાઓ તમારાથી થાય તે સુખેથી કરજો. વળી.—

સત્યનાથ—ઠીક પણ જાઓ સીધું લઇ આવો!

કઠોર—આઓ સુવામાંની હવે, લક્ષણતો એવાંછે. ભાઇને ખવું છે!! તમે મને મારશો માટે હું તો આ વિ-ઘ્નસંતોષી પાસે ચાલ્યો. (એમ કહીને વિઘ્નસંતોષી તથા મિષ્ટાનભાલને તેડીને પાછો આવેછે.)

વિઘ્ન—(આંખો કાઢીને) કેમ સત્યનાથ આને કેમ માર્યો?

સત્ય—મેં એને માર્યો નથી. તેમજ એ વાતમાં હું કાંઇ જા-ણતો નથી.

કઠોર—કેમ તમે નથી માર્યો? ને વિઘ્નસંતોષીને જે મનમાં આવે તેમ ગાળો દીધી નથી!

સત્ય—ના, ના, તમે કહો છો એ તદન ખોટું છે, ને તેથી ઊલટું તમે જે મારે માથે કહ્યું છે તે તો પરમેશ્વર જાણે છે,

વિઘ્ન—સત્યનાથ, તમે કેમ આમ ઉપાડી આવી છે. અમારી પુંઠ પાછળ તમે શી વાત કરી? એવું બોલતાં તમારી જીભ કપાઇ જતી નથી? તમે તે શું નિસો કરી લવરી કરતા હતા? અમરાવતીથી આટલે આવવું પડ્યું, તેથી સાન ન વળી કે અહીં પણ તોફાન કરવા માંડ્યું છે? જે જે.

સંપ—(વચમાં બોલી ઉઠે છે) વિઘ્નસંતોષીભાઈ, તમને જે કાંઈ એ બગાડે કહ્યું હશે તે બીલકુલ ખોટું છે, એ મહા પ્રપંચી માણસ છે. તેના જેવા માણસને દુકાનમાં રાખવોજ નહીં જોઈએ.

વિઘ્ન—એને દુકાનમાં રાખવો જોઇએ વા ન રાખવો જોઇએ એ મારૂં કામ છે. તમારે પંચાત કરવાની શી જરૂર પડી? તમે મને લુચ્ચો કહ્યો છે, અરે શું એ બોલ બોલતાં તમને લગાર પણ શરમ ન આવી? કોઇ સારા માણસને કલંક ચડાવી તમે જીતવાની આશા રાખો છો? તમને બીલકુલ અનુભવ નહીં.

છતાં લોકોને આપ આખ્તીઆરીથી અપમાન આ-
પોછો? કેવો અનર્થ! કેવો જુલમ? આહ! આહ!
આવાં માણસો તો ભણ્યા એટલે પોતાના મનથી
જાણેછે કે અમેજ ડાહ્યા, પણ અરે નાદાન, તારા
મનમાં નક્કી સમજી રાખ કે હજી તું વિઘ્નસંતોષી-
ના ઝપાટામાં આવ્યો નથી. જો કદાપી આવ્યો તો
તારાથી એકપળવાર પણ જીવાવાનું નથી.

**સત્ય**—વિઘ્નસંતોષી ભાઇ એતો સ્વભાવિક છે કે.

ભુજંગી છંદ.

કહે સાચું તો લાગશે તર્ત ખોટું, સુધારે કટેવોજ એ જંન મોટું;
નહીં આપની ભુલ આપે કળાય, બતાવે બિજાતો સુધારોજ થાય.

માટે ખેર, ખોટું લાગ્યું તેની ફીકર નહીં. જે થયું તે
થયું, પણ હવે તમારી ચાલ ચલગતમાં સુધારો કરો. તમે
પ્રમાણિક થાઓ. સત્ય ઉપર આધાર રાખો અને તમારા
જે કાંઇ પ્રપંચ હોય તે એકદમ છોડીદો તમે મોટી મો-
ટી બુમો પાડોછો તેથી હું બીલકુલ બીવાનો નથી. હરેક
માણસને સારી શીખામણ દઇ તેની કુચાલ છોડાવી સારે
રસ્તે ચલાવવો એ હું મારો ધર્મ સમજું છું તેમાં તમે—
તો મારા શેઠના સાળાછો તેથી તમારામાં જે ગેરવર્તણુંક
હોય તે મુકી દેવા કહેવું એતો મારી પેહેલી ફરજ છે.
જો તમે સુધરશો તો તમારા તેમજ શેઠ સાહેબના હકમાં

ઘણો ફાયદો થશે, માટે માહારૂં કહેલું ધ્યાનમાં લઇ આજ-
થીજ તમારામાં જે કુછંદ છે તે તજવા માંડો.

વિપ્ર—બસ, બસ. હવે વધારે ચપ ચપ નહીં કર. નહીં
તો તું એક ઘડીના છઠા ભાગમાં જમપુરી પહોચી-
શ. શું તું વિપ્ર સંતોષીને મરી ગયેલો સમજેછે? આ
ટલા બેવકુફ તું પાંચ વર્ષનું કીકલું મને બહોતેર
નાને શીખામણ દેવાં આવ્યોકે? હું જ્યાં સુધી ના
થી બોલતો ત્યાં સુધી તું બક બક કર. પણ હવે
બંધ રાખ એક તમાચો પડશે. મિષ્ટાનલાલ તમે
કેમ બોલતા નથી?

મિષ્ટાનલાલ-જે તમે કહોછો તે બરાબર છે, તેમાં એક પા
ઇ ભાર પણ તફાવત નથી. આતો માંકણને આં-
ખો આવી. ખાવાને લોટ મળે નહીં ને શેખી આ
ધા ગામની. મેંતો એને જ્યારનો જોયો ત્યારથીજ
ચેતી ગયો છું,

સાલિની છંદ.

ચેતેલો હું, મૂખ જોતાંજ વેંત, ફેગ્યા આવ્યો કાંઇક કર્વાજ વેત;
રાખ્યો આને, જીવતો એજ મોટી; કીધીછે રે મેર આપેજ મોટી.૧

વળી એને કોઈનું ખોટું બોલવા શી જરૂર હતી?
તમારા જેવા માણસ સાથે બોલવા હીંમત ધરે છે એ
ગહા ના લાયક કામ કરે છે, માટે એને સખ્ત સજા થ-
વી જોઇએ.

વિઘ્ન—એ દુષ્ટને હું સખ્ત શીક્ષા કર્યા વગર છોડનાર નથી.
તે ઘણો હરામખોરછે તેની આંખોજ કેવી પાજીછે?

(પડદા પાછળ) દોહરો.

દર્પો,દીલગિરિ દીલની, દુઃખ સુખ જે થાય,
પ્રીત ખુશીને ક્રોધ સૌ, આંખ થકીજ કળાય. ૧

બેટાજીને આટલું છેટે આવવું પડયું, પણ કાંઈ અસર થઈ જણાતી નથી. ખેર, મને ઉપાય ક્યાં નથી કરતે આવડતો. આ ફેરે એવો ઉપાય કરૂં કે ખોજ ભુલી જાય. અરે લંગોટ, તું સાંભળ. તેં મને જે અપમાન આપ્યુંછે તેનું વેર લેવાહું આજ કઠણ પ્રતીજ્ઞા લઉંછું તો યાદ રાખ કે તું મરૂના ઝપાટામાંથી કેમ બચે છે?

સત્ય—એ બધી સિદ્ધાઈ જવાદો. બાંધી મુઠી લાખની નહિ તો એક ક્ષણમાં તમારી આબરૂના કાંકરા થશે. મને તમારાં કુડ કપટ ખુલ્લાં કરતાં શરમ આવેછે.

વિઘ્ન—તું બીચારૂં મને શું કહેવાનું હતું? એકદંમ બોલી નાંખ? નહિતો તારૂં પેટ ફાટી જશે. તારા જેવાની ધમકીથી જો બીહીતો હોતતો વિઘ્નસંતોષી આવડો થાત નહીં; સત્વર બોલ, નહિતર લાત મારી ગડદમ પેચ કરી નાંખીશ.

સત્ય—લુચ્ચાઈ કરવી ને વળી આટલો બધો મીજાજ શા ઉપર? તમે શું શેઠના રૂપીયા ખાઇ જઇ બાવાને ત્યાં

નથી મુક્યા? ફીકર નહીં, જુઓ, હવે તમે એ રૂપીયા કેમ પચાવી શકોછો?

**વિઘ્ન**—(મનમાં) આ હરામખોર બધું જાણી ગયો જણાય છે અરે ભુંડો થઇ (મિષ્ટાનલાલ તરફ જુએછે.)

**મિષ્ટાનલાલ**—શું જુઓછો! ચડે તે પડે. મારો હરામખોરને! ખૂબ પુજા પાત્રી કરો કે કોઈને કહી શકે નહીં અને દક્ષીણામાં.

ગીતિ.

રત્ન ચૌદમું દેતાં, વિદાય થાશે વિદાયગિરિ લઇને,
માર કડાકો પડતાં. વિજળી વેગે જાય જીવ લઇને.

**વિઘ્ન**—બહુ સારો ઉપાય સાબાશ છે તમને, મેથી પાક પેટ ભરીને ખવરાવવો. (એમ કહી ત્રણે જણ ગડદા પાટુ વીગેરે મારવા મંડી જાય છે.)

**સત્ય**—અરે બાપજી હવે રહેવાદો. મને બિન ગુન્હેગારને શા સારૂ મારોછો? મેં તમારૂં શું બગાડ્યું છે? મારાથી માર નથી ખમાતો (રોયછે.)

**વિઘ્ન**—હાં, મિષ્ટાનલાલ ચલાઓ, શું જોઈ રહ્યાછો સાલાને આજનો આજ જમપુરી પહોચાડી દઇએ, આ નાલાયક માણસ દુનિઆમાં વધારે જીવવા લાયક નથી. કરો પૃથ્વિ ઉપરથી ભાર ઓછો,

(જોરથી મારવા માંડેછે.)

**સત્ય**—ઓરામ! મરી ગયોરે બાપ! અરે ભાઇઓ મને મા

રહેશો તો કાંઇ હાથમાં નહીં આવે ઉલટી બ્રહ્મ હત્યા લાગશે- મારૂં પાંસળે પાંસળુ દુખેછે હવે જવા દે, હું ઉપકાર માનીશ.

વિઘ્ન—અમારે ઉપકાર નથી જોયતો.

મિષ્ટા—સતી આ. સાચું બોલી પ્રમાણીક થા. આ વખત તારૂં કાણુંછે. બોલાવ તારા શેઠને!!

સત્યનાથ—હે જગ ત્રાતા પરમેશ્વર! હે દયાળુ પિતા!

વસંત તિલકા.

તારા વિના અવર ના સુજને ઉગારે,
વારે ચહો જગદિશા બહુ માર મારે;
તારી કૃપા થિ બનિયા બહુ જંન દેવા,
તારો જ આશ્રય ગણે સુજ રાંક જેવા. ૧

આ વખતકું અતિ ઘણી નબળી દશામાં,
આ દુષ્ટ લોક ગણતા નથિરે કશામાં;
પ્રેરો હવે સુમતિ આદુર જંન ઉર,
જાશે પ્રભુ નિકરતો જિવ આ જરૂર. ૨

મિષ્ટાનલાલ—જો અમારૂ કહ્યું કરે તો જવા દઇયે, નહિ તો કોઇ કાળે છોડનાર નથી.

સત્યનાથ—જે કહેશો તે વ્યાજબી હશે તો કરીશ.

વિઘ્ન—હજી હરામખોરને લાજ નથી. મારો, મારો.

સત્ય—બાપજી જે કહેશો તે સાંભળીશ.

વિઘ્ન—ઠીક, ત્યારે સાંભળ—તારે આ રૂપીઆ બાબત કોઈ આગળ વાત કરવી નહીં. અને તારે કાલને કાલ અહીંથી અમરાવતી જવું.

સત્યનાથ-આ મેં સાંભળી લીધું હવે કાંઈ છે?

વિઘ્ન—ના, બસ. (મિષ્ટાનદાસને) એ કબુલ કરે છે માટે છોડો.

મિષ્ટાન—જેમ મરજી.

(બધા જાયછે).

——o0o——

## પ્રવેશ ૮ મો.

### સ્થળ. અમરાવતીમાં ગમથાલાલનું વિદ્યાલય.

અમથાલાલ. ઇંદ્રકુંવર. દયાનંદ.

(પડદા પાછળ)

### મગરૂી ચાલની સાખી.

સદ્‌ગુણો શાણા જન કેરા, યાદ ઘડી ઘડી આવે;
કુચાલ કાઢિને સતસંગત, સારૂં સ્થાન અપાવે. ૧

શું સારૂં ખોટું તે જાણે, સારો સંગ થવાથી,
સારા નરસા મિત્રની અસર, જાય ન દૂર જવાથી. ૨

અમથો-(એકલો) અરે રામ ઘરના કેવા ઢંગછે!! સર્વ મન મોજી! તેમાં નુકશાન તો આપણુનેજ! બાપા બેઠા

છે ત્યાં સુધી તો ઠીકછે, નહિ તો શી ખબર શા હાલ થશે. વિશ્વસંતોષી મામો બધું મનમાં આવે તેમ ઉડાવી દઈ લુટી ખાયછે, બાને લીધે તેને કાંઈ કહેવાય નહિ. નહિતો જો એકવાર તુરંગાબાદમાં મોકલીએ તો સાન વળે. વીશ હજાર તો હમાણુંજ ઊડ્યા. આતે કેવો ગજબ! સત્યનાથ પણ હવે આપણા ઘરમાં રહેનાર નથી; કારણ તે તો જતો હતો પણ બાપાએ કહ્યું એમ. એ. ની પરિક્ષામાં પાસ થયા પછી જજે; તેથી રહ્યોછે નહિતે. હવે એ વિદ્વાન માણસને આપણી શી દરકારછે. એણુ એમ. એ. થશે, એટલે એનો સમાગમ પણ જશે.

(રાગ સીતાના મહીનાનો.)

આ શું ઘર મારાના હાલ, ચહુ હવે ઊઘડી,
મને કાંઈ ન લાગે માલ, મરેછે સહુ લડી. ૧
બુઢો બાપ થયોછે વિક્ષેપ, સીઝે નહીં એહથી;
મામાં આકુલ નહિ લવલેશ, તેથી સુખી તે નથી. ૨
મળિઓ મામો મુજને નકામ, લુટી બધું તે ગયો;
બોળ્યું દેશ દેશાવરે નામ, દુઃખી હું હવે થયો. ૩
ગયાં કિર્તિ કમાણિને સાખ, ફરિ ક્યમરે મળે;!!
રંગ્યા મારા હાથમાં રાખ, હજી જો તે નહીં ટળે. ૪
સત્યનાથ હતે મુજ પાસ, રૂડી શિખ આપતે;

**અમથો**—તું શું સમજે છે, મામા રૂપીઆ ખાઈ ગયા તેથી ખોટ ગઈ અને નોકરોની બેપરવાઈથી આગ લાગી તેમાં એ શું કરે? તને કોઈકે ભરમાવીને ભુત કરી જણાયછે.

**કંકાસ**—અમે તો ન્હાનાં છોકરાં કની? કે કોઈક સમજાવે એટલે સમજીએ, અમારામા કાંઇ અક્કલછે?

**અમથો**—અકલ હોય તો સત્યનાથ જે આવો પ્રીતિપાત્રને નિર્દોષ માણસ હતો તેને કાઢવા જક લે? વાંક તારો નથી પણ મારા નસીબનો, હું સારો થઉં ને ભાણી ગણી પાંચ લોકમાં આબરૂ પામું એ તારાથી ન ખમાણું તેથી તેને કાઢયો.

**કંકાસ**—અમે તારાં વેરી ખરાં કની? એતો ભડું ખોટું તું આકરો થઇ મને પજવીશ નહીં. તું તો રોજ આમ કહી મારૂં અર્ધુ લોહી બાળી નાખેછે.

**અમથો**—એમાં લોહી બાળવાનું શુંછે? હુતો સવારે કનકપુરી સત્યનાથછે ત્યાં જવાનોછું, માટે રજા આપવી હોય તો આપ.

**કંકાસ**—ના, ના, એમ થાય નહીં.

રાગ વણઝારાનો.

કેમ જુદાઇ ઝરવું પ્રત્ર પ્યારારે,
પળ એક ન હુંથિ રે'વાય, ન જા સમ મારારે.

એક ક્ષણું પણ ગાહરે; પુત્ર પ્યારારે;
તુજ વણુતો જુગ સમ જાય, ન જા સગ ગારારે. ૨
મારો ગોપી બિજો રાખશું, પુત્ર પ્યારારે;
મુકો સત્યનાથનું નામ, ન જા સગ મારારે. ૩

**અમથો**—થાશે ન વાત એ કોદિને, માત મા'રીરે;
જાવા નક્કિ હવે પરદેશ. કરીછે તયારીરે. ૪

**કંકાસ**—(અમથાલાલ જાવા માંડેછે તેને પકડી રાખીને) હું તને જવા દેનાર નથી.

**અમથો**—જો સત્યનાથને પાછો બોલાવે તો રહેવાનો નહિ તો જવાનો.

**કંકાસ**—ના, ના, એનેતો હું બોલાવનાર નથી, કહેતો ઓણુ પરણાવું પછી કાંઈ.

**અમથો**—છટ, છટ, નોનસૅન્સ. હું તો જવાનોજ.

**કંકાસ**—(મનમાં) આણે તો ફરી હઠ લીધીછે, સત્યનાથ આવે તોયે મારે શી હરકતછે, મારો રોફ પડી ચુકયોછે વળી ચેંપેં કરશે તો કાઢી મુકશું.
(આસન) ઠીક મારી હાછે, પછી કાંઈ.

(દયાનંદ આવેછે.)

**દયાનંદ**—કેમ મા દીકરો શું સલાહ કરોછો?

**અમથો**—બાપા, મારી બાએ સત્યનાથને પાછો બોલાવા હા પાડીછે માટે કાગળ લખો કે સત્વર આવે.

દયાનંદ–ના, ના, એનું અહીં કામ નહીં, એતો ખડપગેછે તે તારી ખા હા પાડે નહીં.

કંકાસ—હા, છે તો એમ, પણ છોકરાને પરદેશ કાઢતાં મારી નાત જાતમાં આબરૂ જાય તેથી હા પાડુંછું. નહિ તો મારી લગીર પણ મરજી નથી.

દયાનંદ–ત્યારે રહેવા દે.

કંકાસ—તમારે મનતો છોકરો પરદેશ રખડે એ ઠીક, પણ મારૂં મન માને નહીં. મારી આગળ સારો, મારે ક્યાં દશ પાંચછે કે અળગો કરૂં.

દયાનંદ– ચોપાઈ ત્રણ તાળની.

(ગરસીયાના રાગમાં પણ ગવાયછે)

મને આવે ભરોંસો ન તારો, ખરેખાત સ્વભાવછે ખારો;
એક વાર થયું તે હું જાણું, સત્યનાથને ઘરમાં ન આણું. ૧

કંકાસ–સ્વામિ મારા સમછે બોલાવો, પ્રિય પુત્રનું મંન મનાવો;
ઘણો આકળો મુજ સ્વભાવ, બોલ્યું ચાલ્યું કરજો માફ. ૨

દયાનંદ–(હસીને) લે ત્યારે, લખું. પણ જો પાછી ના કહેતો?

કંકાસ—હા, હા, સુખેથી લખો.

દયાનંદ–અમથા લખવાનો સામાન લાવો.

અમથો—લ્યોજી,

(કાગળ લખી ટપાલમાં મોકલે છે.)

## પ્રવેશ ૭ મો.

### સ્થળ. કનકપુરીમાં મકનનું ઘર ને પછીથી ફોજદારનું ઘર વગેરે.

સત્યનાથ મકન ફોજદાર જાદુરખાં
ગપુલગરે વિશ્રસંતોષી મીઠાનદાસ
કઠોરશંકર.

(પડદા પાછળ)

ઈંદ્રવજા.

શું થાય જો ગાળ પડે હજારો, લુંટાય ભંડાર કદીક સારો;
આરોપ આવે કદિ શીર ખોટો, નસત્ય છોડે જન એજ મોટો. ૧

**સત્યનાથ**–(મકનને ઘેર જતાં રસ્તામાં) અરે રામ! જ્યાં જઇએ ત્યાં નશીબ પાસેને પાસે.

દોહરો.

હરેક રીતે આદરૂં, પ્રતીકૂળ મુજ પાસ;
કોનો કાઢું વાંક હું, નશિબ પાસને પાસ. ૧

ગઈ કાલે દુષ્ટ લોકોએ મારી મારીને અર્ધમુઓ કરી નાંખ્યો. પણ તેની કાંઈ ચીંતા નહીં. કારણ.

શાર્દૂલ વિક્રીડિતવૃત.

ભાલે મેરૂ ડગે ગિરીવર, બધા પાતાળ જાવું વળે;
પ્રલેકાળ સમીપ આવિ મુજને, છોને ગળે આપળે,

તોએ સત્ય ન છોડિ દેઈ કદિએ, ચૂકૂ નહીં ધર્મરે.
પીડા પંડ પડિ થયું કયમ? નહીં, એ વાતમાં શર્મરે. ૧

પોતાનો ધર્મ ભુલી જઈ ખરાબ કૃત કરવાં તેના કરતાં મોત વધારે પસંદ કરવા લાયક છે. કુડ, કપટ અને લુચાઇ આ જગત વધારે જોવામાં આવે છે. મને જે માર પડેલો છે તે સત્ય અને પ્રમાણિકપણાને લીધે છે એટલે એ માટે તો મને કાંઇ માઠું લાગતું નથી. પણ હવે મારે મકનને લઈ ફોજદારને મળી ગફલાગર ભાવાનું ઘર જપ્ત કરાવી રૂપીયા હાથ કરી લેવા જોઇએ. (એમ વિચાર કરી મકનને ઘેર આવેછે.)

મકન—આવો સત્યનાથ, આવો, તમે ક્યાંથી આજ ભુલા પડ્યા?

સત્ય — ભાઈ ગરજે—કેમકે.

ભુજંગી.

વિના કામ આવે નહીં કોઇ આળી. વિના સ્વાર્થ વાટે નહિં કોઈ ભાઇ;
વિના સ્વાર્થ વાણી મળેના સગાઈ. વિના તે નપાલી જડે કામ આંહીં. ૧

(પોતાને વીતેલ હકીકત તમામ કહી રહ્યા પછી) આપણે રા. માટે ફોજદાર પાસે ચાલો જઇએ નહિતો જે માટે મને માર પડેલો છે તેનું કાંઈ સાર્થક થાશે નહીં. વળી.

ગીતિ

હજાર વિઘ્નો આવે. કાર્ય કરતાં રૂડું એમ ધારી;
સત્વર સાધી લેવું. સદા સમજિ એ ટેવ ઘણી સારી, ૧

મકન—ભાઈ ખરી વાત કહોછો, પરંતુ તમારા ઉપર એ હરામખોરોએ પોતાની હલકાઈ જણાવવા બાકી રાખી નથી. આ ધૈર્ય બાબત પરમેશ્વર તમને બદલો આપશે.

તોટક.

દિનિસાફ મળે હરિ હાથ ખરો, મળતા સહુ અર્જ કરોન કરો;
શુભ કૃત્ય ર્યું નહિ જાય કદા, શુભ રોપ બને દિન કો ફળદા. ૧

ચાલો, ફોજદારને મળીએ.

સત્યનાથ—હા. પણ તે લીકાંગીતો નથી કે?

મકન—ના; ના, બહુ સારા માણસ છે. તે કોઈની એક બદામ પણ લેતા નથી, ફક્ત શેહેરવાસીઓના તરફથી છે. સારા ભાગ્યે જો અમલદાર આવા મળ્યા ન હોતતો આપણા જેવાથી રહેવાય નહીં. (એમ વાતો કરતા ફોજદારને ત્યાં જઈ ઉભા રહે છે)

જાફરખાં—(તેમને અંદર જાતા જોઈને) કાયકું અંદર ઘુસતે હો, ક્યા કામ હે? હમકું બોલો.

સત્ય—(મનમાં).

દોહરા.

અમલ ચીજ બહુ આકરી, ફિરવે સજ્જન મંન.
ગણુ તણો એક તરકડો; રોકે મોટા જંન. ૧

(પ્રાસન.) કામ કહેવાય એવું નથી, પણ રૂબરૂ મળ

વું છે. માટે જો એમ હોયતો ફોજદાર સાહેબની પરવાનગી લઇઆવો.

જાફરખાં—જબ એસા બોલો. (અંદર આવીને) તુમકુ રજાહે.

ફોજદાર—(બંને જણને આવતા જોઇ ખુરશી ઉપરથી ઉઠીને) કેમ મકનજી શા ખબર છે? આ તમારી સાથે કોણ છે?

મકન—સાહેબ એ અમરાવતીના એક વિદ્વાન ગ્રહસ્થ સત્યનાથ છે! તેમને આપનું જરા કામ પડયું છે.

ફોજદાર—(સત્યનાથને મળીને) સત્યનાથ આપને અમારૂં શુ કામ પડયુંછે? જે હોય તે સુખેથી કહો.

સત્ય—સાહેબજી આંહીં અમરાવતીના શેઠ દયાનંદની દુકાનછે.

ફોજદાર—હા, હા. તેમને હું ઓળખુંછું, શું કાંઇ ચોરી બોરી થઇ છેકે?

સત્યનાથ-હા. એવુંજ, તેમનો સાળો વિઘ્નસંતોષી મુનીમ છે તેણે મિષ્ટાનલાલ અને કોડરશંકરે મળી દુકાનમાંથી વીશ હજારની ચોરી કરી છે; તેમાંથી પંદર હજાર ગફલગર બાવાને ત્યાં મુકેલા છે તે હસ્તગત કરવા આપની મદદની જરૂર પડી છે,

ફોજદાર—ઓ-એમાં શું? એતો અમારૂં કામજ છે તમારી પકી ખાતરી હોયતો ચાલો જઇએ; (મકનને)કેમ. તમારી ખાતરીછે કે રૂપીયા એના ઘરમાંથીજ નીકળશે,

મદન }
સત્ય } હા. એતો બેશક છે.

ફોજદાર—આપ ચાલતા થાઓ હું આ આવ્યો (જાફરખાંને) ઘોડેપર સામાન રખો ઓર દુસરે સીપાઇકું અમેરી સાથ આનેકા બોલો.

જાફરખાં—અચ્છા સાબ.

(તમામ જણ બજારમાં ગફલગર બાવાને ઘેર ભેગા થાયછે).

ગફલગર—(બહાર ઘોંઘાટ સાંભળીને) એ કોણછે?

જાફરખાં—અરે સાલા ખોલ તેરા બાવા આયા હેં. ફોજદાર સાબ ખડે હેં, ખોલ, ખોલ.

ગફલગર—(ધ્રુજતો ધ્રુજતો બહાર આવીને) અરે બાપલીઆ હવે શું થશે? બધી ચામડી ફાડી નાખશે, ઘરબાર લુંઠી લેશે હવે શું કરૂં!

લલિત વૃત.

કરમ ફુટિયું, ફેરરે થયો, કપટિ લોકથી હું ગયો વહ્યો;
અરર શી દશા માહરી થશે, ક્યમ છુટી શકું, હાય શા મશે. ૧
ધરમ બુડિયો, આ સમે હરી, ઘટિત વાતમેં, રે નથી કરી;
પ્રભુ ઉગારજે, સત્ય શું વદું, કબુલ હું કરી, દેશ, સાબજું. ૨

(ફોજદારની પાસે આવવા માંડછે)

ફોજદાર—(જાફરખાંને) અરે એને પકડો જો જો પોબારા ગણે નહીં. (બાવાને) બોલો રૂપીઆ કયાંછે?

અફલગર-શાણ રૂપીઆ કેવા ને વાત શી?

ફોજદાર-મારા આગળ પણ લુચ્ચાઈ કે? વિપ્રસંતોષી અને મિષ્ટાનલાલે આપ્યાછે એ રૂપીઆ. જાફરખાં લગાઓ સાલેકું, લગાઓ ક્યા દેખતે હો.

જાફરખાં-બોત અચ્છા સાબ. બંદા તૈયાર હેં. (મારવા માંડે છે)

ગફલ—બાપજી સાચી વાત કહું મારશો નહીં.

ફોજદાર-બોલ, ત્યારે રૂપીઆ ક્યાંછે?

ગફલ—ઘરમાં કોઠીમાંછે.

ફોજદાર—સત્યનાથ તમે જાઓ કોઠીમાંથી રૂપીઆ કઢાવો હું અહીંથી જોઉંછું કાંઇ દગો થાય નહીં

સત્ય—બહુ સારૂં સાહેબ (રૂપીઆ કાઢી ગણાવે છે અને પછી ફોજદારને) પંદર હજાર થયા.

ફોજ—(ગફલગરને) બોલ બીજા ક્યાંછે?

ગફલ—મને તો સાહેબ એટલાજ આપેલાછે અને આપનાર પણ આંહીજ રૂપીયા લેવા આવ્યા હતા તે હજી હાજરછે. માટે આપને વિશ્વાસ ન આવે તો ખાત્રી કરી લો. જો થોડા મોડા આવ્યા હત તો આપને હાથ એક પાઇ પણ આવવી નહોતી.

ફોજ—જાફરખાં જાઓ તપાસ કરો ઘરમાં કોણ કોણછે.

જાફરખાં-જેશા ખુદાવીંદ સાબકા હુકમ. (સીપાઇઓને)

અલો યારો ક્યા દેખતે હો. કુછ તમાશા દેખનેકું ઇધર આપે હો.

(વિઘ્નસંતોષી, મિષ્ટાનલાલ, કોરશંકર જે ઘરમાં ભરાઈ પેઠા હતા તેમને બાંધી ફોજદાર આગળ રજુ કરેછે.)

ફોજ—(વિઘ્નસંતોષીને) બોલો આ રૂપીઆ તમે બાવાને આપેલાછે.

વિઘ્ન—(ઉતરી ગએલ મોઢે ગદગદીત કંઠે) ના. સાહેબ.

ફોજ—કેમ બાવાજી આ શું કહેછે?

અઘલગર—સાહેબ એ જુઠું બોલેછે, મિષ્ટાનલાલ એમના હુકમથી મને આપી ગયાછે. મેં જખ મારી કે રાખ્યા પણ હવે તો બનવાનું હતું તે બન્યું કેમ કે—

ગીતિ.

ભવિષ્ય આગળ સૂજે, વિચાર પૂરા નહીં એજ રીતી;
પાછળની મત આગે, આવેતો કો ભવે નહી ભીતી. ૧

ફોજ—વિઘ્નસંતોષીને) કેમ! બાવો શું કહેછે?

વિઘ્ન—એ ઠીક કહેછે, પણ અમે તો આપ્યા નથી.

ફોજ—હરામખોર. બેવકુફો, સાચું બોલો છો કે નહીં! (એમ મોઢેથી બોલી એક તમાચો વિઘ્નસંતોષીને અડાવી દે છે)

વિપ્ર—આમ મારવાનું તમારા કીયા કાયદામાં કહ્યું છે? મા જીસ્ટ્રેટને ત્યાં ખબર પડશે. આં તમારા કે તમારા સરકારના રૂપીયા લીધા છે કે આટલા બધા રાતા તાતા થઈ જાઓ છો.!!

પ્રોજ—અરે દુષ્ટ વળી મને ધમકી આપે છે? ( મારવાને ચાબુક ઉગામે છે) બોલ કોણે આપ્યા હતા?

વિપ્ર—સાહેબ મારશો નહીં. આ મિષ્ટાનલાલ આપી ગયા હતા?

પ્રોજ—ઠીક છે, એતો હવે બધું જણાઈ આવશે. (જાફરખાંને) તોહોમતદારોને કચેરીમાં લઈ જાઓ. (સત્ય.) તમે પણ ચાલો તમારી જુબાની લઈ રૂપીયા ગણી આપીશું.

સત્ય—બહું સારૂં સાહેબ. જેવો હુકમ.

(તમામ લોકો કોર્ટમાં જાય છે.)

મદન—(જુબાની આપ્યા પછી) કેમ .સત્યનાથ ઠીક થયું. તાકડે તાકડો ઠીક મળી ગયો મારા ધારવામાં આટલું બધું નહોતું.

સત્ય—હા. એ બાતે બધી સાબાશી તમને છે સત્યનો બેલી ઈશ્વર છે તે સહુની મુરાદ હાંસલ કરો.

ગીતિ.

જગતાધારા સારા, તારા ધારા કલેશ કાપનારા;
ભાગ ભાગ ભવ દુઃખો, ભયભંજન ભગવાન પ્રાણ પ્યારા. ૧

(બંને જણ એક બીજાને મુબારકી આપી જુદા પડે છે).

———o0o———

## પ્રવેશ ૧૭ મો.

स्थळ. कनकपुरीमा दयानंद सेठनी दुकान,

સત્યનાથ. ટપાલનોપટાવાળો. મકન.

(પડદા પાછળ)

### શાર્દૂલ વિક્રીડિત વૃત.

શ્રી શોભા સ્ટષ્ટિનિ નાથ વદતી, અદ્ભુતજ્ઞું આશરે,
તારાં કામ તમામ ભગત દિલને. નિઃસંશય ભાવે ભરે;
જોતાં આ દુનિઆનિ ગુહ્ય ગતિઓ, ભૂલુ બધુંભાનરે,
વીવેકે વિગતેથિં વર્ણી ન શકું, થોડે ઘણું માનરે. ૧

સત્ય—(એકલો) હે અખીલાધીશ. સર્વ વ્યાપક, અચ્યુતાનંદ, વિશ્વપતિ! જે તું કરે તે ખરી! તેં આ વિશ્વ નાટક રૂપ ઉભું કરેલું છે, અને તેમાં વસનારા તમામ નાટક કરનારા છે જે રંગ ભૂમીમાં એક પછી એક આવી પોતાનો ભાગ બજાવી ચાલ્યા જાયછે. આ દુનિઆમાં નિયમિત કાલે નિયમિત કામો કુવાની ઘટ માળા માફક થયા કરે છે. મનુષ્યો પોતાનો વખત પૂરો થયે અદર્શ્ય થાય છે આહા! કેવી ખુબી ભરેલો ખેલઃ! હે જગતપતિ તને લાખવાર સાષ્ટાંગ દંડવત છે.

### સિખરિણી વૃત.

નમું નિત્યે દેવા. જય જગ દિશા જે જગ ધરા.
પ્રભુજી પ્રખ્યાતા. જગ જિવન સ્વામીજગ ભરા;

કરૂણાળા કોટી, કરવિ કરૂણાઓ નિત ધરે;
મહા પિતા તારા, વગર તુજ દુઃખો નવ મટે, ૧
પિતા તારી લાગો, કામ કરી લખાણેથિ લખવી,
નહીં પામે પાર, ભગત જન ભાવેથિ ભજવી;
પિતા તારી મીઠી, નજર નવ કામો કદિ સરે,
અહો શ્રી પિતા, તુજ વગુ ન કો દુઃખજ હરે. ૧

જે માણસો કુડ, કપટ, દોંગાઈ કરે છે તેનેજ તું પાયમાલ કરી નાખે છે, આ દુર્ગુણો થોડીક વાર વખતે ફતેહ પામતા દીઠે પડે છે. પરંતુ આખરે લય થાય છે. પ્રથમ જ્યારે હું અહીં આવ્યો ત્યારે મારી કેવી સ્થિતી હતી! અને હાલ કેવી છે? તે વખતે મારામાં એક કોડીની પણ કીંમત ગણાતી નહોતી અને આ વખતે હું દુકાનનો ભાગી મુનીમ થઈ બેઠો છું! આ સઘળું તારીજ મરજીથી થયું છે. ચોરી પકડતાં શીશી મુસીબતો પહોચી છે!! વળી વિશ્વાસઘાતીએ કોર્ટમાં જાહેર કર્યું કે મેં રૂપીયા માગ્યા તે ન આપવાથી તરકટ ઉભું કરેલું છે પણ "સત્યમેવ જયતિ" તે જોડી કાઢેલ વાત ઉપર અમલદારે ધ્યાન આપ્યું નહીં કાલે મેં સાંભળ્યું કે વિશ્વાસઘાતીને પાંચ વર્ષ અને કઠોરશંકર તથા મિષ્ટાનલાલને ત્રણ ત્રણ વર્ષ સખ્ત મજુરી સાથે કેદની સીક્ષા તથા તે શીવાય દરેકના એકેક હજાર રૂપીયા દંડ થએલો છે, લુચ્ચાઓને આજ

ખી સજા થઇ છે. મારા ઉપર જુલમ ગુજાર્યાનું ફળ આપ્યું. નબોદખાંને પણ તુરંગાબાદમાં છ મહીના સુધી સખ્ત મજુરી સાથે કેદ ભોગવવા મોકલેલ છે. અને બાવાએ તમામ વાત કબુલ કરી દીધાથી કોર્ટને દયા આવતાં તેને ફકત ત્રણ માસ સુધી વગર ભાડાની કોટડીમાં રહેવા હુકમ કર્યો છે. મનેતો આ તરફથી લોકોએ મારી નાંખવા ધારણા કર્યાનું મેં સાંભળ્યું હતું; પરંતુ ઇશ્વર કૃપાથી તેઓ ફાવી શક્યા નહીં. મને માર પડયા બાબતની તો મેં ફરીયાદી કરીજ નહીં, નહિતર એ બદલ એમને જુદી શીક્ષા મળત. પણ અરે રામ! એવું આપણે કીયા ભાવ માટે કરવું જોઇએ! એમનું કર્યું એ ભોગવે છે ને ભોગવશે. સત્ય ગોતી કાઢતાં માર પડે તોપણ શું થઇ ગયું! આપણા પંડની ખાતર કોઇ બીજાને દુઃખ લગાડવું એ મારો મૂળથીજ સ્વભાવ નથી. વિઘ્નસંતોષીને સજા થઇ તેથી શેઠ તરફથી તો કાંઇ હરકત નથી,-પણ શેઠાણી જાણશે ત્યારે મહા પંચાત થાશે. પ્રમાણીકપણા માટેજ મારે આટલું બધું કરવું પડ્યું. જે થાયતે થવા દો. શેઠાણી ખરૂં કરશે તો કાઢી મુકાવશે. મે હવે પરસ્વાધિન નહીં રહેવા દ્રઢ નિશ્ચય કરેલો છે.-(એટલામાં ટપાલવાળો કાગળ લઇ આવેછે તે ને) કીસકા કાગજ હેં.

ટપાલવાળો—સાબ આપ કા. લીજીએ સરકાર.

(કાગળ આપી જાય છે)

**સત્ય**—(વાંચેછે.)

સ્વસ્તિ શ્રી કનકપુર મહાશુભસ્થાને સર્વે શુભોપમા લાયક ભાઈ શ્રી ૫, સત્યનાથ શૂરવાદર્થંકરની ચરણજીવી ઘણી હજો એતાન શ્રી અમરાવતીથી લખીતંગ શુભેચ્છક દયાનંદ રોટલાનંદના જેશ્રીકૃષ્ણ વાંચજો, બીજું લખવા કારણ એ છે જે તમારા બે કાગળો આવ્યા તે પહોતા છે, તેના જવાબમાં લખવાનું કે પંદર હજાર હાથ આવ્યા તે બાતે ઘણી ખુશી થઇ છે. પાંચ હજાર તો વીધ્નસંતોષી અહીં મુંકી ગયા છે એટલે હાથ આવ્યા નથી; તમે આ કામ ઘણી હીંમતથી કર્યું તેથી તમારો ગુણ ભુલાશે નહીં. તમે ભાઇ મકનને રાખવા લખ્યું તે જાણ્યું તેને પાછો રાખવા અમારી મંજુરી છે. આંહી તમારા વીના ચી. અમથાલાલને બીલકુલ ગમતું નથી. તમને બોલાવવા તેના આગ્રહ ઉપરથી તેની બાએ હા કહી છે. તેણે પોતાની કરેલ કવિતા તમને મોકલવા મને આપવાથી આ નીચે લખી છે તેથી તેના અભ્યાસ તથા તમને મળવાની ઇન્તેજારી બાબત ખાતરી થાશે.

### માલિની.

ગમત તમ વિનાની, મૂજને ના લગારે;<br>
અડચણ બહુ આવે, આપવીનાનિ મારે;<br>
પ્રિય જલદિ પધારો, વાટ હું જોઈ બેઠો;

દરશાણ તમ થાતાં, બેસશે જીવ હેઠો. ૧

બીજું કાગળ વાંચી દુકાનનો વહીવટ મકનને સોંપી તેને બે પ્રમાણિક વાણોતરો રાખી આપી તમારે વગર ઢીલ આહીં આવવું તેમાં વીલંબ કરશો નહીં. સૌ તમને સંભારે છે, કામ કાજ લખવું. સવંત ૧૯૩૮ના સોમવતી અમાસને શુકરવાર.

(વાંચી રહ્યા પછી) ઠીક, મને પણ આવવાનું લખ્યું છે. હવે હું દુકાનનો વહીવટ મકનને સોંપું. (મકનને બોલાવવા મોકલે છે. ને પોતે કવીતા ફરીથી વાંચે છે)

(મકન પ્રવેશ કરેછે)

**મકન**—કેમ ભાઈ, બોલાવવો પડયો?

**સત્યનાથ**-(કાગળ વાંચવા આપે છે).

**મકન**—(વાંચી રહીને)આમાં તો તમને બોલાવ્યા છે. વાહ! અમથાભાઈએ શું કવિતા લખેલા છે? આપની સાબત મળે ત્યા શું પુછવું.?

**સત્ય**—હું કાલે જવાનો છું માટે તમામ વહીવટ સંભાળીલો. બે પ્રમાણીક વાણોતર રાખજો.

**મકન**—શેઠનો હુકમ આવ્યો એટલે આપને જવું જોઈએ. મારેતો આપનોજ ઉપકાર,

**સત્ય**—બસ, એ બાબત તમારે મને કાંઈ કહેવું નહીં. ઇશ્વર સહુનું કલ્યાણ કરો.

**મકન**—જેવી આપની મરજી.

(પડદા પાછળ) ઇંદ્રવજ્રા.

મોટા કરે કામ હિંમે ન લાવે. છોટા કરે તે મનના સમાવે
ગર્મી કરી પરજન્ય ભાનું લાવે, ફુલાઇને મેઘ ઘણું જણાવે.૧

**સત્યનાથ**-મકનભાઈ; હું સવારે વહેલા ચાલવાનો છું માટે મ-
ળાશે નહીં. હવે મોડું થયું માટે તમે પણ ઘેર જાઓ.

**મકન**—(ઉભો થઈ) બહુ સારૂં ભાઈ. કામ કાજ લખતાં
મહેરબાની રાખશો અને પહોચ્યાના સમાચાર
લખજો,

**સત્ય**—કાંઇ ફીકર નહીં. સુખેથી જાઓ,

(જાયછે.)



## પ્રવેશ ૧૧ મો.

**સ્થલ. દયાનદ શેઠનુ શયન ગૃહ.**

**દયાનંદ. કંકાસકુંવર. સત્યનાથ,**

(પડદા પાછળ)

ઇંદ્રવજ્રા

ભુજંગ દંશે ઝટ મૃત્યુ આવે, દુર્જન જીવાડિ બહૂ રિબાવે,
લાખો ગણી દોલતરે લુટાજો, દુર્જનનો કોદિ ન સંગ થાજો.

**કંકાસ**—સાંભળોછોકે? આજ કેમ કાંઇ ડાહી ડાહી વાતો ક-

રતા નથી? તમારે સતીએ કનકપુરી જઈ પોત પ્રકાશ્યું તે સાંભળ્યું કે નહી?

**દયા**—શું કર્યું?

**કંકાસ**—તે ખબર નહીં હોય શું? જોને મને તો ઘેલી કરી કુટી કાઢે છે.

**દયા**—તેછે શું?

**કંકાસ**—તેણે મારા વિશ્વસંતોષીબાઇને કહેછે કે કેદમાં નખાવ્યો.

**દયા**—હા. એનેતો ઘણા દીવસ થયા. તેનું હવે આજ શુંછે?

**કંકાસ**—હાય, હાય, મનેતો આજજ ખબર પડી.

**દયા**—હરામખોરાઇ ઘણી કરે એટલે ખબર પડેજ કની?

(બધી વાત કહી બતાવે છે.)

**કંકાસ**—ઓ બાપ આ શું ગજબ! આ છપર પગોતો મારા ઘરનું તેમજ તે સાથે મારા પીયરનું પણ ઊંધું વાળવા બેઠો છે તે મને એક દીવસ પણ જંપ વાળી બેસી રહેવા દેનાર નથી. (રડેછે.)

**વા**—એમાં એ બીચારો શું કરે? "પાવો પાવાને પોપ બુડયો,"

**કંકાસ**—(ગદ ગદીત કંઠે) હા, એ શું કરે? એનું બહુ તણાય છે. અમે ખોટાં ને એ ખરો. પણ હું એને હવે ઘરમાં આવવા દેનાર નથી.

**દયા**—એમાં એનો શું વાંક છે? તુંજ વિચાર કરી એને હું કોઇ દીવશ રજા આપનાર નથી. તેણે મને ખ્યાલ

કરી નાંખ્યો છે. તેને માટે હું જે કરૂ તે ઓછું છે. તેણે અમથાને સુધાર્યો. રૂપીયાની ચોરી પકડી. કેવાં કામ કર્યા?

કંકાસ—ગમે તે કર્યું પણ મારા ઘરમાં નહીં, નહીં, ને નહીં. એ મારા પેલા ભવનો દુશ્મન છે હું એને કાળ જેવો દેખું છું. એ નહીં જાતતો હું મરીશ.

દયા—આકળી ન થા.

કંકાસ—આકળી શું ન થા? એણે તો મને બાળી નાંખીછે:

દયા—આજ પાછી તબીઅત બગડી જણાય છે.

કંકાસ—જ્યારથી તમને પરણી ત્યારની તબીઅત બગડી છે. મારે શું સુખ છે (રોય છે) ઘરના ચાકર જેટલો પણ મારો ભાવ નહીં મને ક્યાં મારી ન નાંખી કે તમને દીધી.

દયા—(ગુસ્સે થઇને) તે શું કાંટામાં તાણીછે? તારા નશીબમાં આવું ક્યાંથી? તારે તો દરણાં દળવાનું ને લોકોનાં પાણી ભરવાનું હોય. તને આ સાહેબી જોઇએ નહીં.

શાર્દૂલ વિક્રીડિત વૃત.

જેના કર્મ વિષે લખેલ જમવા, ધૂળે ભર્યા કોદરા;
ખાઈ કેમ શકેજ તે સુખથકી, મિષ્ટાન મેવા જરા;
સાથે લેખ મજુરિનો લઈ અને, આવેલ છે જે અહીં;
તે પોતે નિજ પાસ લક્ષ્મિ પુરતી, નો લાભ લેશે નહીં. ૧

**કંકાસ**—ત્યારે સાહેબીને લાયક લાવો. બળી તમારી સાહેબી મનેતો મારે પીઅર જવા દો. હું રહેવાની નથી. કાં સત્યનાથ નહીં કાં હું નહીં.

**દયા**—એણે તારૂં એટલું શું બગાડયું છે? આટલાં બધાં માણસનું નામ નથી લેતી અને એની પુંઠે શામાટે પડી છે? એના કાગળમાં લખ્યા પ્રમાણેતો એ હવે આજ હમણાં કનકપુરીથી આવવો જોઇએ.

(સત્યનાથ પ્રવેશ કરે છે)

અરે તમે તો સંભારતાવેંત આવ્યાને, આયુષ લાંબુ જણાય છે ભલે ભાઈ ખુશીમાં છો! આવો બેસો.

**સત્ય**—હાજી. (તમામને ઘટિત વિવેક કરી બેસેછે).

**દયા**—મેં તો સાંભલ્યું કે તમને તો ત્યાં માર પડયો હતો.

**સત્ય**—હાજી. મારે માથે થવામાં બાકી નથી પણ આપને પુન્ય પ્રતાપે બધું ઠીક થયું. હવે એ તરફની ફીકર રાખવા જેવું નથી, આપના હુકમ પ્રમાણે બધું કરી આવ્યોછું.

**દયા**—તમે આવ્યા તે ઠીક થયું. આપણા અરૂથાની સગાઈ બાબત તમારો અભિપ્રાય લેવાનો છે. આતો હું કહુંછું તે માનતી નથી.

**સત્ય**—આપની મરજીથી ક્યાં કોઈ વિરૂધ છે. કેમ બા? ખરૂં કે નહીં.

**કંકાસ**—પરણવું તે કોને ન ગમે જુઓને તમનેજ કેવું મન થય છે માંતો ગોળ ગોળ થઇ જાયછે!

**સત્ય**—અમારે તો એવું કાંઇ નહીં પણ જો હું બોલીશતો તમને ખોટું લાગશે માટે હું બોલતો નથી.

**કંકાસ**—એવું તે શું બોલીશ કે ખોટું લાગશે. પણ તું તો અપશુકનીઓછે જો કાંઈ બોલીને ભાગી પાડે એમ હોય તો બાપા બોલીશ નહીં, "દીહા દેવને પોચી જાત્રા" "પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય" તું તો અહીં આવ્યો કે જણાયો. તને બોલાવી શું માલ કાઢવોછે! હું તો ભુલી કે તને બોલાવ્યો. તું તો મારૂ સત્યાનાશ વાળવા અવતરેલો છે.

**દયાનંદ**—ના ના. સત્યનાથ, ભર એ તો કહે. એના બોલ્યા સામુ જોશો નહીં. તમે તમારે બોલો, સગાઇ વગેરે કામમાં સારા માણુસની સલાહ લેવી અવશ્ય જોઇએ.

**સત્ય**—મારે તો કાંઈ હરકત નથી પણ બોલ્યા પછી જીવને ક્લેશ થાશે માટે એ વાત હાલ જવાદો.

**દયાનંદ**—ગમે તેમ થાય તોપણ બોલો.

**સત્ય**—સાંભળો ત્યારે. મારા વિચાર પ્રમાણે એમછે કે પુરૂષને વીશ એકવીશ વર્ષની ઉમરે બાર તેર વર્ષની લાયક કન્યા સાથે પરણાવવો. તેટલી ઉમરે પરણવા થી દુનીયાંનાં તમામ સુખ તેમને મળે છે. અને

સ્ત્રી સારી કેળવાએલી હોવાથી પ્રિતીની ગાંઠ ઘણી મજબુત થાયછે. એક બીજાનો સ્વભાવ મળતો આવવાથી તથા બંને સમજણાં હોવાથી કજીઓ ક્લેશ થતો નથી. કજોડાથી થતાં દુઃખો જગજાહીત છે. તેના દાખલા આપણે નજરે જોઈએ છીએ એટલે આ ઠેકાણે હું વધારે કહેતો નથી પણ ટુંકામાં એટલુંજ કે—

શિખરિણી વૃત.

પિતા માતા ધારો, તનય તનયા સુખિ કરવા;
કજોડાં ના જોશો, વગર વિષથી પ્રાણ હરવા;
રિબાશે જન્માંરે, સુખ સમિપ દેખે ન સુપને;
પડે દુઃખો માથે, જામ ત્યમ પડે શ્રાપ તમને. ૧

પુરૂષને બાળપણાનો વખત વિદ્યાભ્યાસ તથા મનની કેળવણીમાં ગાળવો જોઈએ, કે જેથી આગળ ઉપર ફાયદો થાય. નાહાના વરનો ઘરમાં ભાર બોજ હોતો નથી, તેથી તેને પોતાનાં વહાલામાં વહાલાં માબાપને તથા બાયડીના કંકાસથી કાઈજાઈ આખરે જુદા રહેવાની ફરજ પડે છે. નાની ઉંમરમાં છોકરાં થાયછે તે પણ નિર્બળ હાલતમાં માલમ પડેછે.

પદ—(રામ ભજનકું દીયા. કમલ મુખ રામ ભજનકું દીય એ રાગ.

કષ્ટ કજોડા તણું, ઘણું છે કષ્ટ કજોડા તણું—ટેક

નિત્ય કલેશ કંકાસ ને કજીઆ, (૨)
નિરાંતે ન બેઠા પણું; (૨) ઘણું છે૦
ગાણાવ ગણતિ મંહ પતી નહીં (૨)
રોજ રહે રૂસણું. (૨) ઘણું છે૦ ૨
ભણતર ગણતર કાંમ ન સુજે, (૨)
મંન રહે આણુ મણનું; (૨) ઘણું છે૦ ૩
પૂર્ણ ચન્દ્ર પ્રેમાલય મુખડું, (૨)
લાગતું બીહામણું; (૨) ઘણું છે૦ ૪

મારી શેઠ સાહેબ મારો વિચાર એમ છે કે અમથાભાઇને લાયક ઉંમરે પરણાવવા અને હાલતો વિદ્યાભ્યાસજ કરાવ્યા કરવો. તેમ છતાં બાની મરજી હોય તો સગાઇ કરવા હરકત નથી પણ લગ્નતો થઇ શકેજ નહીં.

દયાનંદ—(કંકાસકુંવરને) જો મારૂં કહેવું આગળ આવ્યું (સત્ય—ને) તમે જાઓ ઊતારો કરો પછીથી મળજો થાકી ગયા હશો.

સત્ય—જેવી આગ્ના. (જાયછે)

કંકાસ—જુઓ તમારો સતીઓ કરી ગયો તે જોયું અમથાને પરણાવવા તમે ગળતો જવાબ દીધો હતો, પણ તેણે આવી તમને ફેરવ્યા. ઘરમાં મોટી વહુ આવે તો મને કામકાજમાં મદદ કરે. દરેક બાબતમાં આડા તમે એને પુછ્યા વગર પાણી પણ પીતા

નથી. મને તો મારે પીએર મોકલો પછી જુઓ ઘડપણમાં કેવી આગરૂ વર્વેછે? એતો મારી શોખ થઇ લાગ્યોછે.

**દયાનંદ**-બસ, તું વધારે વાર ટક ટક કર નહી. હું એને કાઢનાર નથી. તે મારા જીવ સમાનછે. એને કાઢવાથી મને દુઃખ થશે તેથી તું શું સુખ પામનારછે? (વિચારમાં પડેછે) આહા! શું કંકાસણી સ્ત્રી છે. અરે દીલગીરી! લાખવાર અફસોસ!! કેળવણી ન મળી! સત્યનાથને જંપી બેસવા દેનાર નથી.

**કંકાસ**—(વચ્ચે બોલી ઉઠેછે) વળી વિચાર તે શું કરોછો? ઝટ જવાબ દો કે સહુ સહુને રસ્તે થાય.

**દયાનંદ**—આ મોહેથી હું કોઇને નકાર કહેનાર નથી. ભાવી જે થવું હશે તે થાશે. છેવટ ટુંકામાં એકે તારા કહ્યા પ્રમાણે કોઇ દીવશ બનનાર નથી.

**કંકાસ**—મુઇ રાંડ હું આ ચાલી. પડો બધાં હોળીમાં (જાયછે).

**દયાનંદ**—ઠીકછે તમે જીવતાં રહેજો. હું પણ આ મારે કામે આવ્યો.



## પ્રવેશ ૧૨ મો.

### સ્થળ સત્યનાથની મેડી ને પછીથી દયાનંદશેઠનું

### દીવાનખાનું.

સત્યનાથ દયાનંદ કુંકાસકુંવર અમથાલાલ

(પડદા પાછળ)

ઇંદ્રવજ્રા.

બેસે નહીં ઉદ્યમ હીન પોતે, કહ્યું કરે કામ નાકીજ રીતે;
રાજી ન થાએ કદિ કોનું બોદી, ભારે પડે નાહિ સુપાત્ર કોદી. ૧

સત્ય—(એકલો) કાલે તો કહેછે બહુ કજીઓ થયો શેઠાણી-
એ મને ઘરમાંથી રજા આપવા કહ્યું ને શેઠે ચોખી ના પાડી. આ શી વાત! મારા વાસ્તે હમેશાં કજીઆ થાય એ ઠીક નહીં. હવે રહેવામાં સિદ્ધિ નથી. આટલા દીવશ તો હું ભણતો ગણતો એટલે ઠીક હતું પણ હવે તો હું મારૂં ગુજરાન સ્વતંત્રપણે ખુશીથી ચલવી શકીશ. ન્યાયનગરમાં પ્રધાન બહુ સારોછે, ત્યાં કીસમત અજમાવુ. પરતંત્રતા અને તેમાં પણ વળી પારકે ઘેર વસવું? એક પુસ્તકમાં સંસ્કૃત શ્લોક મારા વાચવામાં આવ્યોછે તેનો મતલબ નીચે પ્રમાણેછે.

સાખી મરાઠી ચાલની.

ઊડુગણ પરિવારછે જેનો, વનસ્પતિ ઊપજાવે;

અમૃત જેવું શરિર ચંદ્રનું, કાન્તિવંત બહુ ફાવે. ૧
પણ ભાનુંના ઘરમાં જાતા. તેજ હીન થઈ જાતો;
માટે કહો પરસદને પૈઠે, હલકો કો ન ગણાતો! ૨

દોહરો.

મહા કષ્ટ મુર્ખાઈનું, સે'તાં નહિ સે'વાય;
યુવાનિ માંહ દરિદ્રતા, વેઠી નહિ વેઠાય. ૧
વધુ કષ્ટમાં કષ્ટ પણ, આ બંનેની પાસ;
જમવું ભોજન પારકું, પરઘર કરવો વાસ. ૨

ખરેખર આતો મહારા ઉપરજ લાગુ પડે છે માટે આજ શેઠની રજા આજને આજ લઇ કાલ ઉપડી જઊં.

(દયાનંદ શેઠને ઘેર જાયછે)

**દયાનંદ**—(સત્યનાથને જોઇને) આ વખત તમે ક્યાંથી!

**સત્યનાથ**—જી સાહેબ સહેજ, પણ આપને એક વાત કહેવા આવ્યોછું.

**દયાનંદ**—સુખેથી કહો,

**સત્યનાથ**—સાહેબ મને નોકરી બજાવવા બહું હોંસછે માટે કાલે ન્યાયનગર તરફ જવા વિચાર રાખ્યુછું. ને આપની રજા લેવા આવ્યોછું.

**દયાનંદ**—ના, ના, એમ થાય નહી. તમે આપણી તમામ દુકાનોનો વહીવટ કરો હું તમને રૂ૨૦૦)નો પગાર આપીશ.

સત્ય—એતો જ્યાં જઈએ ત્યાં આપનુંજ છે ને! આપ ક્યાં ના કહોછો પણ પરદેશમાં મુસાફરી કરી રળી ખાવા મારી અપેક્ષા છે તો આપ ખુશીથી રજા આપશો,

દયા—જો, તમે આમજ નિશ્ચય કર્યો છે તો હું અટકાવ કરતો નથી, જો ત્યાં ઠીક ન પડેતો બેલાશક અહીં આવજો આ ઘર તમારૂં છે (મનમાં) કેવો ડાહ્યોછે કંકાસ થયાની ખબર પડી તેથી આ ઉપાય કર્યો હોય એમ જણાય છે.

અભયા—બાપા, ઝટ રજા આપોછો તેથી મારા હાલ શા થશે! એવા માણસ આપણને ફરીથી મળશે?

દયા—ના. એતો ખરી વાત છે, પણ એમનો આટલો બધો આગ્રહ છે તો જવાદો. વચમાં વચમાં અહીં પણ આવી જશે.

અભયા—ના, ના, એમતો થાય નહીં હું કોઈ કાળે જવા દેનાર નથી.

સત્ય—ભાઈ, તમે એમ શું કામ કરોછો હું આવી જઈશ.

અભયા—ત્યારે હું પણ તમારી સાથે આવીશ અને અભ્યાસ કરીશ'

સત્ય—હમણાં સાથે આવવામાં બહુ હરકત છે કારણ આપણે અજાણ્યા દેશમાં જવું છે મારૂં ઠેકાણું પડેથી હું તમને લખું કે તરત આવવું.

**અમથા**—પછી તમે ભુલી જશો.

**સત્ય**—નહીં. નહીં. એમતે હોય? તમે એ શું બોલો છો?

**દયા**—(મનમાં) માહારો જીવતો આ વખતે બહુ બળે છે. પણ ઘરમાં ઘણા રાજી થતાં હશે, જ્યારે તે પોતાની મેળે રજા માગેછે ત્યારે શું કરીએ? (પ્રકાશ) અમથા સત્યનાથને રૂ૩૦૦) ખરચી સારૂં કબાટમાંથી આપ.

**અમથા**—બહુ સારૂં બાપા (લાવીને સત્યનાથને આપવા માંડે છે).

**સત્ય**—આટલા બધા રૂપીયા શા? પચાસ બસ થશે.

**દયાનંદ**—ના લ્યો, કામ આવશે. અમથા આમ જોઈ શું રહ્યોછે? એતો લેશે (અમથો રૂપીઆ આપેછે).

**સત્ય**—(રૂપીઆ લઈને) શેઠ સાહેબ હું સવારે વહેલો જઈશ માટે મળાશે નહીં તો માફ કરશો. મારા ઉપર આપે જે મહેરબાની કરીછે તે બાબત હું કાંઈ આ વખતે બોલી શકતો નથી.

**પદ**—(રામ ભજનકું દીયા, કમલ મુખ રામ ભજનકું દીયા) એ રાગ.

ગુજાર બાઝા હાલ, શેઠજી ગુજાર બાઝા હાલ, (૨) ટેક
અતી ઘણા અજ્ઞાન નિરાશ્રિત, (૨) બાળ તણા પ્રતિપાળ. (૨)
શેઠજી૦ ૧

મહા મુશીબત મેં ન વેઠિને, (૨) સદા કરી સંભાળ (૨) શેઠજી૦ ૨

અથાગ ઉપકારોથી દબાયો, (૨) થઇ શકે નહીં ખ્યાલ. (૨)
શેઠજી૦ ૩

માફ ગુનાહ મારા સહુ કરજો (૨) હું છું રાંક તમારો બાળ.
(૨) શેઠજી૦ ૪

દયાનંદ-(વધારે બોલી નહીં શકતાં) જાઓ ફતેહ કરો.

સત્ય—બા. હું જઇશ હેત મહેરબાની રાખજો.

કંકાસ—હા, સુખે જાઓ. હેત મહેરબાનીજ છેને!!

સત્ય—અમથાભાઇ ત્યારે હું રજા લઉંછું. (અમથાલાલ કાંઇ બોલી નહીં શકતાં બંને હાથ ભેળી જુદા પડેછે.)

(સત્યનાથ જાયછે).

દયાનંદ-અરે રામ છેવટ ગયો! અફસોસ ઉપાય નહીં ત્યાં શું કરીએ? જેમ થાય તેમ થાવા દો. હરી ઇચ્છા બળવાનછે.

(પડદો પડેછે).

દ્વીતિય અંક સમાપ્ત.



# સત્યવિજય નાટક*

## अंक ३ जो.

स्थळ. न्यायनगर.

### પાત્ર.

| | |
|---|---|
| સત્યનાથ... ... ... ... ... | એક વિદ્વાન |
| પ્રેમસાગર ... ... ... ... | ન્યાયનગરનો પ્રધાન |
| પ્રભાવતી ... ... ... ... | તેની સ્ત્રી |
| લીલાવતી ... ... ... ... | પ્રધાનની પુત્રી ને પછી સત્યનાથની સ્ત્રી |
| ધૈર્યસિંહ ... ... ... ... | ન્યાયનગરનો રાજા |
| ખરશંકર ... ... ... ... | ન્યાયનગરનો ફોજદાર |
| ગુલામબક્ષ ... ... ... ... | ફોજનો જમાદાર |
| લપોડશંખ, અડગાઉલાલ, પુનેમચંદ ... ... | ખરશંકર તથા ગુલામબક્ષના મિત્રો. |
| સરદારખાં ... ... ... ... | પ્રધાનનો ખાંનગી સીપાઈ |
| ફુલજી ... ... ... ... ... | ખરશંકરનો હજુરી |
| ભીખો ... ... ... ... ... | સત્યનાથનો ખાનગી નોકર |
| જાફરખાં ... ... ... ... | કોર્ટનો પટાવાળો |
| દાક્તર ... ... ... ... ... | ન્યાયનગરનો |

શિવાય સ્ત્રી, પુરૂષો વીગેરે.

# સત્યવિજય નાટક*

## अंक ३ जो.

### પ્રવેશ ૧ લો.

**स्थल. न्यायनगरनी धर्मशाळा.**

**સત્યનાથ.**

(પડદા પાછળ)

**માલિની વૃત.**

કઠણ કરમ રેખા, ભાગ્ય માંહે કરેલી;
અમુક નિમિત વાતો, થાવિ આગે ઠરેલી;
ક્યમ કરી બદલાએ, તે હવે સોચવથી;
કઠણ સમય આશા, માત્ર છે ભાઈ સાથી. ૧

સકળ સુખજ જાણી, આશ ને ધૈર્ય એમાં;
મનુષ મનસુબાઓ, છે સમાએલ એમાં;
કદિ ન મન નિરાશા. રાખવી દુષ્ટકાળે;
મર દુખદ વિચારો, બે ઘડી જીવ બાળે. ૨

**સત્યનાથ**—(એકલો) રે જીવ! શેઠને ત્યાં રહી ભણ્યાતો ખરા પણ હવે તેનું સાર્થક કરવું જોઇએ. શેઠે મારે વાસ્તે જે શ્રમ લીધો છે તેનો તેને બદલો આપવો. પોતાના ઘરમાં કંકાશ છતાં તોપણ છેવટ સુધી તેમણે [illegible] જાકારો દીધા નિ-

હી. એવા મહાત્માઓ આ દુનીઆમાં ભાગ્યેજ મળી આવે. શેઠાણી અદેખી તેથી તેમને ઘણું સોસવું પડયું, નહિતો એને શી ખોટછે? તેતો સ્વર્ગનો વૈભવ આ વખતે ભોગવેછે. મેં રજા લીધી એ પણ ઘણું સારૂં કર્યું, કારણ કે સર્વનાં મન ઉંચા થઈ ગયાં હતાં. આખો જન્મારો કોઇના આશ્રીત કોણ રહ્યો છે? નહિ, નહીં, દરેક માણસે સ્વતંત્ર ઉદ્યોગ કરવો જોઇએ, ને પોતાના ભાઈ ભાંડુઓ, સગા વહાલા, નાતીલા જાતીલા, દેશી પરદેશી તમામને બની શકે તો મદદ કરવી જોઇએ; કારણ એ માણસ જાતની ફરજછે તેમાં પણ ઇશ્વરકૃપાથી જો સારો હોદ્દો મળે તો લોકોમાં ભલાઈ લેવા માણસે તક ચુકવી જોઇએ નહી. તે તક ગયા પછી માણસની આબરૂ રહેતી નથી. કારણ—

દોહરો.

રાજ લક્ષ્મિને પાયરી, તણું સદા સનમાન;
લોકો કરતા લક્ષથી, મનુષ્યને નહિ માન. ૧

હું પણ ઉદ્યોગ શોધવા નીકળ્યોછું. પરમેશ્વરની સાહ્યતાથી મારા લાયક નોકરી મળશે, તે સર્વનું કાર્ય કરેછે તો મારૂં શા માટે નહીં કરે? મારા સામા શા માટે પ્રતિકુળ રહેશે? નહીં, નહીં, પરમ પિતાને ત્યાં એમ હોયજ

નહીં. તેની આગળ મોટો, નાનો, પૈસાદાર ને ગરીબ બ- ધા સરખાછે. તેના દરબારમાં ઇનસાફછે, તેની સર્વ પ્રાણી ઉપર સામાન્ય દ્રષ્ટિછે. દરેક માણસે વિશ્વેશ્વરનો ડર રાખી ચાલવું જોઇએ. કારણ તે સર્વ વ્યાપકછે. તે કોઇનું દુષ્ટ કામ સાંખતો નથી. તે પાપીને શીક્ષાએ પહોંચાડેછે અને ધર્મિને અક્ષય સુખ આપ્યા વિના રહેતો નથી. કેટલાક મા- ણસો કહેછે કે પરમેશ્વરને ત્યાં ક્યાં ન્યાયછે? જો હોય તો દુષ્ટ લોકો મોટે દરજ્જે ચઢે? પણ આ તેમનું ધારવું તદન ખોટું છે, કારણ કાંઇપણ ધોરણ વગર આમ બનેજ નહીં. અનાડી અને દુષ્ટ લોકોને થોડી વાર ફાવી જતા આપણે જોઇએ છીએ પરંતુ આખરે "સત્યંજયતિ" "ધર્મોજય અને પાપો ક્ષય" એ કહેવત પ્રમાણે તેમનો ક્ષય થાય છે. ચોમાસાના દીવસમાં જેમ દીવાની આગળ જીવજંતુઓ એકઠાં થઇ જાણે દીવાને ઓલવવા તેમનામાં શક્તિહોય તેમ ધસારો કરેછે પણ દીવાને કાંઇ આંચ ન આવતાં પોતેજ બળી મરેછે તેમ દુષ્ટ અને પ્રપંચી લો- કોની સત્યના સામે થાતાં ગતી થાયછે. માણસનાં કર્મ આડું પાંદડું છે. તેનો ઉદય થતાં વાર લાગતી નથી. ઘડી માં કાંઇ અને ઘડીમાં કાંઈ. આ દુનિયાં એતો રંગમંડપ છે તેમાં રમનાર પુતળાંની દોરી ઇશ્વરના હાથમાં છે, તો જેમ નચાવે તેમ નાચવું. એક પળવાર પછી શું થાશે એની કોઈને ખબર નથી! હે પ્રભુ! જ્ઞાનચક્ષુ વિના અમે

પામર પ્રાણિઓ અંધારામાં ગોથાં ખાઇએ છીએ!!

મંદાક્રાંતા વૃત્ત.

જગતા ધારા, જગત રચના. જોઈને ચિત્ત મારૂં,
સાનંદેથી, પ્રથમ પ્રણમી. નામ લેછે તમારૂં;
તેં કીધેલી, અકળિત સઘળી, સુકૃતીઓ કૃપાળુ;
આ બેકુંચક્ષુ, થકિ ક્યમ કરી, નાથ તેને હું ન્યાળુ. ૧
કામોની શું, ગણતિ કરીએ, જીભ આપેલ એક;
દીધાં દાનો, દિલથિ કરૂણા, રાખિ આ શો વિવેક!!
તારી પાસે સરવ જનનો, ન્યાય સર્ખો થવાનો;
યુક્તિઓથી, નજર થકિકો, બા'ર નહિરે જવાનો. ૨
મ્હોટા મ્હોટા, મનન કરિને, પાર તારો ન પામે;
વિગ્તે વાદો. વદિ વદિ અને, થાય જો રોજ સામે;
તારી આજ્ઞા, અનુસરિ અને, વિશ્વ આંખું વસેલું;
પર્વત્ પાણી, શશિ રવિ સહૂ, તુજથી છે ઉભેલું. ૩
તુંછે તુંછે, સરવ સ્થળમાં, વ્યાપિને રે રહેલો;
આરંભેલા, પ્રથમ સુયત્ને, સાહ્ય થા નાથ વેલો;
થાતાં તારી, તરત કરૂણા, કાર્યમાં સિદ્ધિ આવે;
ભાવે ભગ્તો, ભગતિ કરતાં, દુઃખમાં કોદી નાવે. ૪

(એમ વિચાર કરતાં કરતાં નિંદ્રાવશ થાયછે.)

## પ્રવેશ ૨ જો.

### સ્થળ. પ્રેમસાગર પ્રધાનની હવેલી.

સત્યનાથ પ્રેમસાગર સરદારખાં

(પડદા પાછળ)

### ઈંદ્રવજ્રા.

પાસે નહીં તો પરનું અપાવે, આપી દિલાસો મન મે'ર લાવે;
જાતું ન તો કૌતુક તો પમાડે, નીરાશ દાતા નહિ કોદિ કાઢે. ૧

**સત્ય**— ઓહો હો ઓહો! સવા પાંચ તો થઈ ગયા. દાતણ પાણી કરી નાહી ધોઇ ગામમાં જઈ પ્રધાનજીને જો મળાય તો મળું તે ઘણા સારા માણસ છે તથા સાચા છે. સહુની મુલાકાત ખુશીથી લે છે એમ મેં સાંભળ્યું છે, એમ છતાં પણ જો મને લાભ નહીં મળે તો મારાં કીસમત. (પથારીમાંથી ઉઠી બારીમાંથી જોતાં)

### રાગ પ્રભાતી.

જગત આધાર્ત પામિ નની પ્રેરણા. થાય છે સુન્ય કારેથિ જેહું,
સૃષ્ટિમાં દ્રષ્ટિ કરવાને દિન કર મણી. મોકલે કીર્ણનું બિબ હેઠું;
પક્ષી પશુ આદી જીવજંતુ સરવે મળી, ઉદ્યમે પોત પોતાને થાય,
મંદને સ્વચ્છવાયુ, સુઘડ નર તણા; અંગ લાગેથી પ્રભુ કિર્તી ગાય.૧

(આવી રીતે વિચાર કરી પ્રધાનજીના ઘર નજીક આવી એક સીપાઇને પુછેછે) માઆં સાહેબ આપનું નામશું?

**શરદારખાં**—સાહેબ, મારૂં નામ સરદારખાં છે.

**સત્ય**—સરદારખાં મારે પ્રધાનજીને મળવું છે, તે ક્યારે વખત મળશે?

**સરદારખાં**—હમણાં થોડીવાર બેસો. કારણ રાજના અમલદારો અંદર ગયા છે, તે આવેથી હું તમારે માટે જાહેર કરૂં એટલે પછી જાઓ.

**સત્ય**—બહુ સારૂં (બેસેછે ને થોડીવાર પછી)

**સરદારખાં**—જાઓ તમને અંદર જવાની રજા છે.

**સત્ય**—બહુ મેહેરબાની કરી (મનમાં)મારા મનમાંતો બહુજ વિચાર આવતા કે પ્રધાનજીને તે કેમ મળવાનો લાગ આવશે પણ આતો કાંઇવાર કે મેહેનત લાગાં નહીં, ભાઈ મોટા માણસની બલીહારી છે!

ગીતિ.

મ્હોટા તેતો મ્હોટા, મોટપ કોદી મને નથી ધરતો,
સમુદ્ર માઝા મૂકી, નબળા જનને નથી જેમ નડતો.૧

(સત્યનાથને આવતો જોઇને)

**પ્રેમસાગર**—કેમ ભાઈ, તમે કયાના રેહેવાશીછો? અત્રે કેમ આવવું થયું? તમારૂં નામશું છે? આવો બેસો.

**સત્ય**—(હેઠે બેસીને) સાહેબ હું અમરાવતીનો રેહેવાશીછું મારૂં નામ સત્યનાથ છે. આપનું નામ સાંભળી નોકરી માટે આવ્યોછું.

પ્રેમસાગર—ઠીકછે. કાંઇ વિદ્યાભ્યાસ કર્યો છે?

સત્ય—હાજી, અમરાવતીના શેઠ દયાનંદની સાહ્યતાથી એમ. એ.ની પરીક્ષામાં પાસ થએલોછું.

પ્રેમસાગર—ભલા બહુ સારી વાત છે. દયાનંદ શેઠનું નામ મેં પણ સાંભળ્યું છે તે બહુ દયાવાળા છે,

સત્ય—હાજી. એમણે ઉત્તેજન આપ્યું તો મારાથી થોડો ઘણો અભ્યાસ થયો નહિંતો આ વખતમાં ગરીબ માણસને કેળવણી મળવી મુશ્કેલ છે. મારેતો એમનોજ પ્રતાપ છે.

પ્રેમસાગર—હા, એતો ખરૂં. તમે ત્યાંથી આ તરફ નોકરી માટે આવેલાછો એ પણ ઠીક છે. કારણ દરેક માણસે પોતાનું નશીબ અજમાવવું જોઇએ. જુદા જુદા દેશ જોવા જુદા જુદા માણસોની મુલાકાત લેવી અને તેમના વિચાર જાણવા એ બહુ ઉપયોગી છે. કારણ.

શાર્દૂલ વિક્રીડિત છંદ.

દેશાટણ કરવાથિ રાજનિતિને, દ્રષ્ટે પડે કાયદા;
લાખો હુન્નરમાંથિ એક વખતે, જાણે મળે ફાયદા;
સારો સંગ થવાથિ જ્ઞાન વૃદ્ધી, સાથે થશે કિર્તિ બો;
તે માટે શુભ ભેળવો તક જવા, દેશાંતરે રે સહુ. ૧

વળી માણસે પોતાથી બને તેટલું સાર્વજનિક ફાયદા માટે યત્ન કરવું. ને દુનિઆમાં થતી પ્રજા સંભારે, તેવું

નામ કરવું, જેથી જનમ્યાનું સાર્થક થયું કહેવાય.

**સત્ય**—વાસ્તવિક છે, ને જ્યારે આપ જેવા મોટા માણસનો આવો ઉમદા અભિપ્રાય છે, ત્યારે દેશમાં વિદ્યા વધારો ને સુધારાનો ફેલાવ જલદી થાય એમાં શું આશ્ચર્ય! હાલમાં કેટલાએક લોકો જાહેરાંતમાં સુધારા તથા વિદ્યાભ્યાસનો ફાંકો રાખે છે સભાઓમાં મોટાં મોટાં ભાષણો આપે છે, સહેજ વાત કરતાં બીજાને શીખામણ દેવા મંડી જાય છે; પરંતુ જ્યારે તેઓ પોતાને ઘર જાય છે. ત્યારે એક ગામડીઆ કરતાં પણ તેમના વિચાર ખરાબ થઇ જાયછે. જ્યાં સુધી લોકો ઉપરનો ભભકો રાખશે ત્યાં સુધી ખરો સુધારો થનાર નથી, ને દેશની આબાદી પણ થશે નહીં, ઢોંગથી કાંઇ ફાયદો નથી.

**પ્રેમ**—(મનમાં) માણસ હોશીઆર જણાય છે, (ચાસન.) બરાબર છે. તમે કહોછો તેવા ઘણા માણસોછે, તેમને હું ધિકારૂંછું. પણ તમે નોકરી અર્થે આવ્યાછો ખરૂં?

**સત્ય**—હાજી સાહેબ, આપની કૃપાથી તે મળેતો નેકદાનતથી કરવા બહુ આશાછે.

**પ્રેમ**—તમારા જેવાને નોકરી મળવી મુશકેલ નથી કાલે તમારે કોર્ટમાં આવવું એટલે હું તજવીજ કરી નક્કી

[illegible] આપની [illegible] તમારે જવું હોય તો હવે ખુશીથી જાઓ.

સત્ય—જેવો હુકમ.

(જાય છે.)



## પ્રવેશ ૩ જો.

### સ્થળ. ન્યાયકોર્ટ

પ્રેમસાગર. ખરશંકર. ફુલચંદ.
કપોડરાંખ. સત્યનાશ.

([illegible])

### ભુજંગી છંદ.

સુધારો આવે કુધારાનિ જોડે, કહો તેહની સાથ કો માથું ફોડે;?
સદા આપને શ્રેષ્ટ વિદ્વાનકેછે, કુછંદી તણું મુખ્યતો ચિન્હએછે. ૧

પ્રેમ—કેમ ખરશંકર હાલ શહેરમાં ચોરી વીગેરેનું કેમ છે?

ખર—સાહેબ હું રાત દીવસ રોન ફરૂંછું તેથી શહેરમાંતો શાન્તિ છે. પણ મને બહુ તસ્દી પહોચે છે. મારા એકલાથી કેટલું બની શકે? કોઇ મદદગાર પણ નહીં. પ્રગણામાં તો માહારાથી જવાતુંજ નથી, તેથી ત્યાં ધુમાટ સંભળાય છે, માટે જો મને એક મદદગાર મળવાની ફરવરતી થાય તો બડી મહેરબાની.

**પ્રેમસાગર**—ત્યારે કોઈ લાયક માણસ તમે શોધી કાઢયો છે?

**ખર**—હાજી, ગુલામબક્ષ કરીને એક મારો મિત્ર છે તે બહુ હોંશીઆરછે, તો તેને તે જગો આપવી જોઈએ.

**પ્રેમ**—ગુલામબક્ષની ચાલ ચલણ સારી નથી, વળી તે ચડાઉ છે તેથી તે પોલીસના કામને લાયક નથી. એવા બદમાસનો સહવાસ રાખવો નહીં.

**ખર**—ના સાહેબ તે એવો માણસ નથી. એની છાપ જરા ખરાબ પડી છે.

**પ્રેમ**—(મોટેથી) છાપ ખરાબ પડી એટલે શું?

**ખર**—(શરમાઈ જઈ જવાબ દેવા જાય છે પણ કાંઈ સુજતું નથી.)

**પ્રેમ**—નહીં, નહીં, એમ શું ગોટા વાળો છો, સાફ બોલો, તમારે એની સોબત રાખવી નહીં. તમારા હાથ નીચે અમરાવતીના સત્યનાથ આવેલા છે. તેમને રાખવામાં આવશે. તે વિદ્વાન અને ચાલાક માણુસ છે, ન્યુસપેપરોમાં પણ એમનું નામ મેં એક બે વખત આગળ ઉપર વાંચેલું છે, (સત્યનાથને બોલાવરાવી તે આવવાથી) જુઓ આ સત્યનાથ એમને કામ કાજથી વાકફ કરો. એમનો પગાર રૂ ૧૫૦)નો મળશે. હું રાજાજી પાસે જાઉ છું, ને તેમને આ વાત જાહેર કરી મંજુરી મેળવીશ.

(જાયછે.)

**ખરૂ**—(મનમાં)

વસંત તિલકા.

ઉચ્ચારી વાત મન ઇચ્છિત કામ થાવા,
આતો હવે કરથિ માંડીજ બાજિ જવા;
કાબેલ માણસ તણો પગ પેસશે જો,
કુછંદ માત્ર પકડાઈ બધા જશે તો, ૧

(આસન) ખરૂં પુછોતો મને ઇંગરેજી ભણેલા પસંદ નથી, ઇંગરેજી ભણેલાને તો જેનો રામ રૂઠ્યો હોય તે નોકર રાખે. કારણ એતો ચોપડી વાંચી જાણે. એને કાંઈ દુનીઆંની ખબર છે? વેદીયાં ઢોર. અગારો પાડોશી એક ભણેલો છે પણ કુરકરીઆં તે બીલાડીના બચ્ચાને કહેવાં કે કુતરીનાને તેની તેને ખબર નથી. ને કોઈ કાંઈ પુછે તો પાધરો ડીક્શનેરી લઈ બેસે. ને આખો દહાડો બક બક કરયા કરે. પ્રભુ જાણે લવારા કરીને એનું મોહે નહિ દુખતા આવતું હોય? વળી કોઇ જમવાનું કહે-તો કહેશે હું આવીશ નહીં, કારણ નિયમ પ્રમાણે ખાવાનો વખત જાયતો તબીયત બગડે. કોઈની સાથે વાતચીત પણ કરે નહીં. એતે શું માણસ કહેવાય? હુ પણ ઇંગરેજી ભણવા બેઠો હતો પણ મારા બાપે નિશાળેથી ઉઠાડી લીધો, નહીંતો મારો જન્મારો બગડત,

**પુનમ**—તમે બરાબર કહોછો, ભણેલાને નોકર રાખવાથી સં-

તેના મળતો નથી, અભણ ઠીક કે જે કહીએ તે કરે, જો કોઈ ભણેલાને રાખીએ ને આપણો રોફ બેસારવા મોડા કેમ આવ્યા એમ કહી બે શબ્દ કહીએ તો તરત ઘડીઆળ કાઢી વખત બતાવે, ને કામકાજ પણ જો વ્યાજબી લાગે તોજ કરે. ગેર વ્યાજબી હોયતો ચોખી માથામાં વાગે એવી ના પાડે. રાજ દેખતું એટલે કદાય નહીં, નહિતો છ પાંચ ગણાવીએ.

**લપોડ**—સાહેબ લાંબી વાત શું કામ કરોછો? જુઓને ને દહાડે પેલા ભણેલાએ આપણે માટે ગેગીટમાં કેવું છપાવ્યું હતું?

**પુનમ**—એતો ઠીક. વધારે ભણવાથી શું ફાયદો છે? ભણવું એતો પૈસો ને તનદુરસ્તી બગાડવાનુંછે. ઘણા લોકો કહેછે કે વધારે ભણેથી દેશનો ઊદય થાય, પણ મને બતાવો કે આટલા ભણેછે ને આટલા ભણ્યાછે તેમાં દેશનું સારૂ કોણે કર્યું? સારૂ કરવાનો વખત આવેછે તે પહેલાં તો તેઓ સ્વધામ જાયછે,

દોહરો.

ભણે કષ્ટ બહુ ભોગવી, ભાવ નહીં પુછાય;
વિના નોકરી અહિં તણી, સદાય ધક્કા ખાય. ૧

**લપોડ**—વળી જુઓ, ઇંગ્રેજી ભણેલા કંઈ અગત્યના કામને તો લાયકજ નહીં. કારણ સારા નરસાનો વિચાર

કરવા બેસે, ને આપણે તો પાધરા તડ ને ફડ એક ઘાએ બે કટકા. કોઈ વાતનો ઊધારોજ નહીં, જવાબ રોકડો ને વળી રામ બાણ.

સત્ય—(આટલું બધું ગભરાટથી સાંભળી રહ્યા હતા તે એકદમ શાંત મીજાજ રાખી બોલી ઉઠેછે). સાહેબો આપતો મોટા માણસો છો, પણ મારી વાત જરા લક્ષ દઈ સાંભળો.

ઇંદ્રવજ્રા.

થાશે ન વિદ્યા થકિ ફાયદા શું? વિચારથી કામ બને ન આસું?
ભૂખે મરે શું ભણિને સુપાત્ર? સાચું ન માનું તલ એક માત્ર.

તમે જે વિદ્વાન માણસની નિંદા તરીકે બોલ્યા છો, તેમાંજ ઠીક સ્તુતી આવી જાયછે. પરંતુ તે બાબત વિષે હાલ હું ટીકા નહીં કરતાં એક સાધારણ વાત સમજાય એવી કહું [illegible] ભણવાથી અગર કેળવણી લીધાથી વિચાર શક્તિ તિવ્ર થાયછે, અને વિચારશકિત તિવ્ર થાતાં બુદ્ધિનો વધારો થવાથી હજારો જાતની કળાઓ શોધી કાઢવાની વૃત્તિ ઉત્પન્ન થાયછે; ને આમ થવાથી ઉદ્યોગ ધમધોકાર ચાલેછે, હજારો જાતના ધંધા દેશમાં ચાલુ થવાથી પ્રજાની દોલતમાં વધારો થાયછે, દોલત વધવાથી તમામ જાતનું દુઃખ દુર થાયછે. પૈસો શું કરી શકતો નથી? એના આગળ કોઈ ચીજ કઠણ નથી. હિંદુસ્તાન જે એક સોનાનો દ્વિપ કહેવાતો તેનું શું કારણ? તમે એમ ધારો છો કે તે

વખતે સોનાની ખાણો ઘણી હતી? નહીં, નહીં તેમ કાંઈ હતું નહીં. દેશના લોકો ઉદ્યોગી અને ખંતીલા હતા. હવે આમ થવાનું શું કારણ? વિદ્યાના ઘટાડા શિવાય કાંઈજ નહીં. હાલના ચાલતા પ્રતાપી રાજ વિષે કહીએ તો ઇંગલાંડને જ્યાં સુધી નોરમને જીત્યું ત્યાંસુધી કળા કૌશલ્ય હતું નહીં. પણ પછી જેમ જેમ સુધારો દેશમાં પ્રવૃત્યો તેમ તેમ દેશની ચડતી થતી ગઇ, અને જુઓ તેનું પરિણામ—ઇંગલાંડ આજ આખી દુનિયામાં સહુથી પૈસાદાર અને સહુથી ચડીઆતો દેશ થઇ પડયોછે. તેનું પાયતખ્ત લંડન જે કે આગળ નહાનું ગામડું હતું તે મોટામાં મોટું શહેર થઇ પડયુંછે તેનું શું કારણ? કેળવણી, કેળવણી ને કેળવણી.

પવન જે આ દુનિઆ ઉપર અનાદી કાળનો છે, ને જે આપણી ગણતીમાં પણ નથી ને તે શુંછે તે જાણવાની પણ જીગ્નાશા થતી નહોતી તેનું આજ તોલ થયું છે, તે શેનો બનેલો છે તે પણ શોધનારે શોધી કાઢયું છે, અને તેથી શા શા ગેરફાયદા તથા ફાયદા છે તે પણ જાહેર થએલું છે. વરસાદ પણ કેટલો વરસ્યો એ જાણવા માપ થયું? દરીઆમાં થતા ભરતીઓટ માટે ખુલ્લી રીતે જાણવામાં આવ્યું છે. ગૃહ ઉપગૃહો પૃથ્વિથી કેટલે દુરછે એ પણ શોધ થયો છે. ત્યારે હે ભાઇઓ આ વિચિત્ર શોધો

તમને શું તાજુબી પમાડતા નથી? કાળા માથાનું માણસ શું નથી કરી શકતું ? ઉપર નદી અને તે નીચે માણસો, ગાડી ઘોડા વીગેરે ચાલે એવું કોઇને સ્વપ્નું પણ આવ્યું હતું? તેલ વગર દીવા બળશે એમ કોઈ દીવસ ગપ પણ સાંભળી હતી? એક દોરડાથી એક મિનિટમાં લાખો ગાઉ સંદેશા પહોંચી જાય એ કેવી વાત? ઘડીઆળ, રેલગાડી રૂ તથા કાપડના સંચા વીગેરે તો રોજ જો- વામાં આવે એટલે તમારા મનથી તો તેમાં કાંઇ નથી એ મ થતાં ગયું હશે. અરે હું તે કેટલું ગણાવું! પ્રતિમા ઉતારી લેવાની કળાઓ શું ઓછીછે! આ બધો કોનો પ્રતાપ? કોઇનો નહીં પણ ફક્ત વિદ્યા દેવીનોજ, તે વિદ્યા દેવી ક્યાંથી પ્રાપ્ત થઇ! માણસના ઉદ્યોગથી, હજી તે શક્તી શું શું કરવાની છે તે કેહેવા કોણ સમર્થ છે? કોઇ નહીં, હે સરસ્વતી દેવી તને લક્ષવાર પ્રણામ છે. તારી ગતી પણ અથાગ છે, તું એક રાંકને ટુંક વખતમાં ફળ આપ્યા વિના રહેતી નથી. અરે ભાઈઓ સાંભળો. હું શા વાસ્તે મુદ્દાની વાત ભુલી આડે રસ્તે જાઉછું? વિદ્યાથી થતા ફાયદા હજારો છે, ને વળી તેમાં કેવા ગુણો છે તે વિશે એક સંસ્કૃત ભાષાના શ્લોકનું ભાષાંતર સાંભળો.

ઇંદ્રવજ્રા.

ચોરે નચોરે નહિ રાજ હર્તાં, નભાઈ ભાગ નહિ ભાર કર્તા;
ખર્ચે તથાપિ નિત વૃદ્ધિ થાએ, સર્વોપરી ધંન વિદ્યા જણાએ. ૧

વળી સાંભળો એક વિદ્વાનનો મત કે.

ગીતિ.

શ્વાન પુંછની પેરે; નકામ વિદ્યા વગુજન આ કાળે;
ગુહ્ય ઠામ નવ ઢાંકે, જિવ જંતુથી ન શરીર સંભાળે. ૧

ભાઇઓ મારે તેની તરવારને પાળે તેનો ધર્મ છે. તેમ ભણે [illegible] વિદ્યા છે. પૂર્ણ પુન્ય ઉદય થાય તોજ તે દેવીની મહેરબાની થાય. મનેતો જે બે શબ્દ આવડ્યા તે કહ્યા, હવે. તમારે જેમ અર્થ કરવો હોય તેમ કરો.

**અર૦**—જે હોય છે તે આમની આમજ હમચી ફુટ્યા કરેછે આવું આવું તો ઘણીએ વાર સાંભલ્યુ છે. એમાં નવું શું કહ્યું? તમને નવાઇ લાગતી હોય તો તમે જાણો.

**પુનમ**—(અરશંકરના કાનમાં) અર ભાઇ, બસ હવે વધારે બો [illegible]. નહિ તો વળી આ નવો માણસ ગુસ્સે થશે, એતો મોટી મોટી લોકોમાં વાતો કરે, પણ અંગ્રેજી ભણેલા છે એટલે આપણી પંક્તિમાં ભળતે વાર લાગશે નહીં. આપણે આજથી એક જણ વધ્યો એમ સમજો.

**અર૦**—સાબાશ સાબાશ પુનમચંદ! પણ સત્યનાથ એતો જાણ્યું. તમે તમારા કામકાજથી વાકફ થાઓ. મોટી મોટી વાતો કરે કાંઈ દી વળશે નહીં.

સત્ય—જેવી આગ્ના. સેવક તમામ કરવાને તૈયાર છે,

લપોડ—ખર ભાઇ, ચાલો હવે બહુ વાર થઇ ગઇ. મીજલસનો વખત થયો છે.

ખર—આ ચાલ્યો મારે ક્યાં વાર છે.

(સર્વે જાય છે.)

---

## પ્રવેશ ૪ થો.

### સ્થલ. ખરશંકરનું મકાન,

ખરશંકર ગુલામબક્ષ પુનમચંદ અડબાઉલાલ,
ફુલજી સીપાઈ

રાગ ઈંદ્ર સભાનો

દારૂડીઆને શર્મ ભાન કાય ના મળે,
ખુવારી આપની કરે ન એથી કાંઈ વળે,
ગાળ ગાળી લાત પાટુ તે બની કરે,
નીષેધ વસ્તુ હાથમાં લેતાં નહિ ડરે. ૧

ખર—ક્યું જમાદાર સાબ! અબ મીજલસકી કેતની દેર હે?

ગુલામ—બખત હોતા હે. સાલા પુનમચંદ ઓર અડબાઉ લાલતો અબીતક આયેબી નહીં. કેસે ગમાર લોક હે અપના મીજાજતો અબ ફટ જાતા હેં. અબ મેં એસે કીસ તરેહેસે રહા જાયગા.?

ખર—ફીકર નહીં, હું તેમને તેડવા માણસ મોકલું છું. (ફુ

લઇ સીપાઇને) જાઓ નબોદવાડામાંથી પુનમચં-
દને અને લુંકડાવાડામાંથી અડબાઉલાલને તેડી
લાવો.

પ્રલજી—બાપજી આ હેડયો, વારસ્યાં સેતે. (બંનેને તેડી
લાવીને)સાબ. આ બે જણ આવ્યાસે.

બર—(બંનેને)ઓ માઈડીયર મિત્રો તમે આટલા બધા શું
કામમાં વળગી ગયા હતા કે મિજલસનો વખત પ-
ણ ભૂલી ગયા?

અડબાઉ—કોઇ હરામખોરે મારા બાપને કાંઈ વાત કરી વ-
હેમ ભરાવ્યો હશે, તેથી તેમણે આજ મને અહીં
આવવા મના કરી, પણ બંદ તો બારૂ બહાનું કા-
ઢી બહાર સટકી આવ્યા. આપણેતો એક કબાટ ઘે
ર પણ ભરાવ્યું છે- ને પાંચ સાત બાટલીનો સં-
ગ્રહ કીધો છે. તે કોઇ ન હોય તે વખતે ગંગા જળ
પી શાંન્ત થઇએ છીએ. કોઈ બાટલી માટે પુછેતો
કહુંછું કે મને ભારે રોગ થવાનાં ચિન્હ ડાકતર સા-
હેબને લાગ્યાં તેથી તેમણે કલાકે કલાકે જુદાં જુદાં
ઓસડ પીવાને આપેલાં છે. કેમ યાર કેવી યુક્તિ?

પુનમ—ભાઈ હું મોડો આવ્યો તે માફ કરજો. જલદી કરો
મારાથી હવે રહેવાતું નથી.

બર—લાવો, આજતો ખરસેદજીની દુકાનનો સરબત કાઢી-
એ પેલા માણકજીનોતો સારો નથી ને પેસતનજી

નો તો સાફ નીશા વગરનો છે. રમભાઇ અને શા-
મપેન કાકાને બોલાવીએ.

**પુનમ**—બંદાએતો સોડાવાટરનું નામ દઈ ચાર બાટલી ઘર-
માં રાખી છે હવેતો બહુ સ્વાદ લાગ્યો છે તેથી ઘે-
ર પણ મન થઇ જાય છે.

**ગુલામ**—ક્યા બાતાં કરતે હો—લો યાર ઉડાઓ!

**ખર**—લેતા હોતો લો હું તો ચડાવવા માંડુંછું (એમ કરી
ચાર પાંચ પ્યાલા ઊંઠાવી જાય છે ને બીજા પણ તે-
મ કરે છે.)

**ગુલામ**—એતો હુઆ લેકીન કુછ નાસ્તા ચહીએ.

**પુનમ**—નાસ્તો ન આણ્યો હોયતો હું ગાડીઆ લેતો આ-
વ્યો કું જો મરઘી હોયતો કાઢું.

**ખર**—મરઘી શું? લાવનો આપણે કૂકડને શું અડે છે. અ-
ડબાઊભાઇ આવી જાગો.

**અડબાઊ**—ના. ના. બ્રામણથી એ કેમ ખવાય.

**ખર**—હું બ્રામણછું કે કુંભાર છું? લાવ, લાવ. ચુક લાવ.!
દાકતો બ્રામણોમાં તારે માટે કરી મુકયો હશે!

**ગુલામ**—(નિશો ચડવાથી) સાલા બમન ક્યા ઓર સીપાઈ
ક્યા? અપને સબતો ભાઈ હેં ચલ નહિતો ધોલ
લગેગી.

**અડબાઊ**—જમાદાર સાબ માફ કરો. (ખાવા માંડેછે.)

**લપોડ**—મનેતો આજ કાંઈ મઝા લાગતી નથી. ખરભાઈ તં

મ કેમ કોસર કરી?

ખર—આજ પ્રધાનને મળવા જવું છે તેમાં.

લપોડ—અરે પ્રધાનજ છેતો? (એમ કહી બે બાટલા ખાયછે, અને પોતે તથા બીજા પણ પીએછે).

અડબાઉ—જમાદાર હવે પેલા સુધારાના સાથી સતીઆને ક્યારે આપણી મીજલસ બતાવવી છે? કામકાજમાં બહુ હોંશીઆર નીકળ્યો, બધું કામ એકલો કરેછે.

ગુલામ—એતો હમે લાવશું આ બબ્બત શું છે હું તો જાણુંછું?

ખર—એકરંગ બોલી ઉઠેછે. ભુજંગીની ચાલ.

[પિયોરે પિયો યાર દારૂ પીઓ, કરો ખાલી આજે બધી શીશીઓ

ગુ૦મ—નથી શીશિયો હાલ બે ભાનછું.

લપોડ—મરૂંછું હું તો હાય નાદાનછું.

અડબાઉ—(ગુલામબક્ષને)જાય કયાં સાળા તમાશો મારીશતો મોંજ ફરી જશે.

ખર—માર્યું માર્યું તારા જેવાતો ઘણાએ છે ઉપરી હું કે તું?

અડબાઉ—કોઈ નહીં હું,

ખર—સાળા મારી નાખીશ.

અડબાઉ—કેમ જાળેશ્વરને આરે જવુંછે?

ગુલામ—સાલે ક્યા ચુપ ચુપ લગાઇહે, ચલો, ચલો. (એક બીજાને લાતો મારે છે તથા ગાળો ગાળી કરતાં છુટા પડે છે.)

(પડદા પાછળ)

ગીતિ.

મૂરખ મિત્રો મસ્તી, દારૂપીને કરેજછે કેવી;
ફજેતી સજ્જન ભાળી, છોડી દેશે ટેવ હશે તેવી. ૧

---

## પ્રવેશ ૫ મો.

### પ્રધાનના મહેલમાં એકાન્ત સ્થળ.

પ્રેમસાગર. સત્યનાથ. સરદારખાં

(પડદા પાછળ.)

ઈંદ્રવજ્રા.

નક્કી ખરો પારખનાર પોતે, ખોટું ખરૂં નાણું કહેજ જોતે;
કાબેલ વિદ્વાન તણા વિચારો, થોડા પ્રસંગે ઝટ જાણનારો. ૧

પ્રેમ—(એકલો) કુદરતની બધી વાતની બલીહારીછે. તેની લીલામાં કોઇ જાતની ખામી નથી. તેનાથી જે બનાવો બનેછે તે નિયમસર અને આનંદકારક હોય છે. હજારો જાતની વનસ્પતી કેવી યુક્તિબંધ એક સરખી ઉગેછે! હે ઈશ્વર કુદરતના કરનાર તારૂં ડહાપણ અથાગછે! જ્યાં જોઇએ ત્યાં હે બહુનામી પિતા! તારાંજ કામની ખુબી નજર આવે છે. જુઓને આપણે ત્યાં સત્યનાથ આવેલછે તે કેવો ખબરદાર માણસછે. થોડા વખતમાં કેટલી કીર્તિ ફેલાણીછે? તે હોંશીઆરછે તો ખાવા લોક નહોતો! ને મારે ખા-

વાછે તો પુત્ર ન મળે. દરેક ઠેકાણે કાંઈની કાંઈ તો
ખામી હોયજછે. વળી લીલાવતી પણ પરણવા જેવડી
થઈછે. તે ભણીગણી છે તો દૈવયોગે તેના લાયક વર
મળતો નથી. તે વગર વિચારે ફેંકી દેવા જેવી છો-
કરી નથી. તે હું દુખીઆરાનો સુખ રૂપ વિશ્રામ છે.

(પડદા પાછળ)

ગીતિ.

વિવિધ વૈભવ વાળો, જુઓ બનેછે દુખિ ખામિ કાઢી
અસંતોષને આપે, દીલ દુઃખથી દળાયછે દા'ડી. ૧

હું ફરી ફરીને વિચાર કરૂંછું તો મારૂં મન સત્યનાથ
ઉપર જાયછે પણ અફસોસ! જો એ વાત ઘરમાં કહું તો
બીલકુલ પસંદ આવે નહીં. કારણ તે ગરીબ માણસઅને
વળી પરદેશી છે. વળી ઘરજમાઈ થઈ તે મારા આશ્રય
તળે રહેશે કે નહીં તે નક્કી નથી તે જેવો દેખાયછે તેવો
અંદરથી હશે કે કેમ? તે બાબત આગળથી કાંઈ કહી શ
કાય નહિ. કેમ કે—

તોટક છંદ.

શુભ ચાલ વિચાર ઘણા મનના, નવ જોઈ કળાય કદી જનના;
પણ થાય સમાગમ તેજ જડે, ગુણ રૂપ નહીં શક કાંઈ પડે. ૧

માટે એક વાર એની સાથે ખુલાસેથી વાત ચીત ક-
ર્યા પછી મારે આ ધારણા બહાર પાડવી જોઈએ, અ-
રે પણ હું તે શા શા વિચાર કરૂં અને કેટલી બાબતો

ઉપર ધ્યાન આપ્યું? રાજાની મહેરબાની અનિશ્ચિત છે. પૈ-
સાનો ભરોસો નથી. સાહેબીતો આજછે ને કાલ નથી.
સહુ સ્વાર્થના સગાછે. પણ એતો ઠીક જેમ ચાલે તેમ ચા
લવા દેવું. આજ મને જરા બેચનપણું લાગેછે તો લાવ
ને સત્યનાથને બોલાવું કે કાંઇક નવા જુની ચકચાર ચાલે
અને વળી એતો "એક પંથ દો કાજ" જેવું છે (મોહો-
ટેથી) સરદારખાં.

**સરદારખાં**–જી સાહેબ.

**પ્રેમસાગર**–સત્યનાથને બોલાવી લાવો.

**સરદારખાં**–બોત અચ્છા સાબ.

(જાયછે ને થોડીવારે સત્યનાથ
ને બોલાવી લાવેછે.)

**સત્યનાથ**–સાહેબ શો હુકમછે?

**પ્રેમસાગર**–કાંઇ નહીં. આવો, હમણાના કેમ જણાતા નથી?

**સત્ય**––સાહેબ, હાલમાં જરા કામની તડામાર વધારેછે, તેથી
સલામે આવી શક્યો નથી તો માફ કરશો.

**પ્રેમસાગર**–શું ગુના બહુ બનેછે?

**સત્ય**—ના, જી પણ પર ભાઇ પ્રગણામાં ગએલછે એટલે
મારે વધારે કામ પોહોચેછે. આથી કરી મને બહુ
ખુશી થાયછે કારણ આપ જેવા સરદારને નોકરી
કરી બતાવવાની મને તક મળેછે.

**પ્રેમસાગર**–યથાર્થછે. પણ આજ મને જરા અણગમો થાય

છે, માટે તમને કાંઇ રમત આવડતી હોય તો રમીએ.

**સત્યનાથ**–સાહેબ મને શેતરંજ રમતાં આવડે છે.

**પ્રેમસાગર**–એતો ઘણી વખત ચાલે ને મારે પાંચ વાગે હજુરમાં જવું છે, માટે જો ચોપાટ આવડતી હોયતો લાવો માંડીએ.

**સત્યનાથ**—જેવી મરજી. મને તે પણ સારી રીતે રમતે આવડે છે. વળી ચોપાટ અને દુનીઆનો મુકાબલો કરીએ તો મારા ધારવા પ્રમાણે બરાબર લાગુ પડે છે.

**પ્રેમસાગર**–એમ કેમ વારૂં કહો જોઈએ?

**સત્યનાથ**–જી, સાહેબ, સાંભળો.

દોહરા.

વિના ન વગ આ લોકમાં, જાહેર માંહ જવાય;
વિના ન પો જયમ બાજિમાં, પે'લથી બેસાય. ૧

મ્હોટા પણ સંસારમાં, મરે કુઠામે જાય;
જેમ બુંદમાં કાંકરી, સહુ મારવા ચાય. ૨

મ્હોટું માણસ મારતાં, સુખી કદિ ન થવાય;
હણનારી બુંદ કાંકરી, જેમ ગાંડિ થઈ જાય. ૩

અક્કલ હિણને કાયદા, થકી દુર મુકેલ;
હણે ગાંડિ જયમ કાંકરી, ફૂલ માંહિ બેઠેલ. ૪

દેખે દુખ દુનિઆ વિષે, પણ માયા ન મુકાય;
બાજી રમતાં મનુષને, જેમ આશ બહુ થાય. ૫

પરવારે દુનીઆ થકી, વૈરાગી ન થવાય;

મરે આખરી કાંકરી, તૃષ્ણા જ્યમ નહિ જાય. ૬
દ્વેશ દીલમાં રાખિને, હણવા પરને ધાય;
દાવ મારવા ગોતતાં, આપ ઘડાઇ જાય; ૭
વિચાર મોટા બાંધીને, ધારે જાવા પાર;
અણ ધારી આવિ પડે, થાનારૂંજ થનાર. ૮
કરેલ કૃત કિર્તારનું, આવે કામ સદાય;
જામ દા કહેથિ આપણે, દશ પચીશ ન થાય. ૯
પુરી કૃપાથી પામિએ, મતલબ સઘળી પાર;
જેમ જાય જીતી ઘરે, પામેલો જણ હાર. ૧૦
સરસા સરસી જો કરે, પુર વેર બંધાય;
બાચારો બેશી રહે, બાજીમાં કહેવાય. ૧૧
શુભ સ્થાનકે સંપમાં, સુખી રહે સહુ કોય;
ફુલ જુગ કાંકરિને કદી. જેમ મર્ણ નહિ હોય. ૧૨
મ્હોટા સંગે સેહલથી, પાર પમાડે ઈશ;
આઠ ગણે જ્યમ બાજિમાં, થર પોચે પચીશ. ૧૩
ગરીબ તો બેઠા રહે, ભરતામાંજ ભરાય;
દશ પચીશ છ બારમાં, દા ઊપર નંખાય. ૧૪
અધવચ બંધાણિ થકી. નહિ વ્યસન મુકાય;
અધુરી બાજી મુકતાં, જેમ જીત કપવાય. ૧૫
પોતાના વિશ્વાસુ જન, પાસે સુખી થવાય;
જેમ ભેરની કાંકરી, જોડે જઈ બેસાય. ૧૬

કપટ થકી દુનિઆ વિષે, વખ્તે કામ સધાય;
ચોપ્યાથી દા સોગટી, અવર તણીજ મરાય. ૧૭
જાત ભાત કે રંગનો, કશા પેર નહિ મેળ;
ચાર રંગની સોગટી, બાજીમાં ઘુંકેલ. ૧૮
ફરી ઠામ બેઠા થકી, રાખો સદા નિરાંત;
પાકેલી ફંદે પડે, એમ ન રાખો ખાંત. ૧૯
મૂકીને દુનિઆ વિષે, કાંકરિ પેરે દૂર;
દા દોરી નાચ્યા તણી, રાખી આપ હજુર. ૨૦

**પ્રેમસાગર**–વાહ? વાહ? આતો મુકાબલા સાથે બાજી રમવાની રીત પણ કહી ને શું?

(બાજી પુરી થઈ રહા પછી)

**સત્યનાથ**–સાહેબ, હવે મને રજાછે?

**પ્રેમસાગર**–હા, સુખેથી જાઓ, તમારા સમાગમથી મને આનંદ થયોછે.

(સત્યનાથ સલામ કરી જાયછે).

---

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ. ખરશંકરનું ઘર.

ખરશંકર પુનમચંદ ગુલામબક્ષ
અડબાઉલાલ સત્યનાથ લપોડશંખ
(પડદા પાછળ)

ઇંદ્રવજા.

તારે તરેતે બુડતો બુડાડે, પોતે પિએતે પરને પિવાડે;
જે જેમ તે તેમ કરે ભિજનને; સંગેથિ ના પાસજ થાય શાને?

**અંબાશંકર**—પુનમચંદ, આજતો મારો વિચાર મ્હોટી મીજલસ ઉરાડવાનો છે. હું સ્વછંદપૂર ગયો હતો ત્યાંથી જાત જાતનો વિલાયતી મેવો લેતો આવ્યોછું. વળી ઉમદામાં ઉમદા પોર્ટવાઇન જે કેહેવાય છે તેના પણ છ ડઝન શીસા લાવ્યોછું. ને રમનુંતો કબાટ ભરી દીધું છે. જે જોઇએ તે ઉડાવો.

**પુનમચંદ**—જ્યારે આપ જેવા સરદાર મલ્યા છે ત્યારે અમારૂં ચાલ્યું જાય છે; નહિતો ટુંકા પગારમાં કેમ પુરૂં થાય? ગયા માસમાં હું બજારમાં પડી જવાથી મારી ન્યાતવાળાએ પાંચસે રૂપીયા દંડ કર્યા તે પણ આપે આપ્યા. આપતો ધર્મ રાજાનો અવતારછોં આપની જે દોલત છે તે પરમાર્થેજ વપરાય છે. તમારી માએ તમનેજ જન્મ આપ્યો છે. તે બધતે દુનિઆં કેટલા બધા ઉપકાર માને છે? ભાઈ એનો જીવતે સ્વર્ગ વાસ થજો.

**અંબ**—(ફુલાઈ જઈને) અરે યાર! એમાં મેં શું વધારે કર્યું મિત્રને સાહ્ય કરવાનીતો ફરજ છે. ખૂબ ઉડાવો. જે જોઈએ તે લો.

પુનમ—એમાંતો કાંઈ ભૂલ જેવું નથી, પણ સાહેબ પેલા સત્યનાથ આટલા બધા દીવસથી આપણી કોરટમાં રહેછે ને કોઇ દીવસ આપણે ત્યાં આણી સુંઠનો સ્વાદ ચખાડયો નહીં એ શું?

ખર—મેં આજ ગુલામબક્ષને તેને તેડવા મોકલ્યો છે, તેથી ઘણું કરી હમણુંજ આવશે. તે આપણામાં ભળશે તો ઠીક નહિતો ફજેતી થાશે.

પુનમ—સાહેબ, ઇંગ્રેજી ભણેલા તમામ દારૂ પીએ છે જો મને પુછોતો હજારો દાખલા દેખાડું. આગારો મથુર શું કરે છે? તેને રોજ ચાર બાટલી જોઇએ છીએ. અંગ્રેજી ભણેલાને કાંઈ બાદ હોયજ નહીં. અરે સાહેબ ગંગા જળતો સું? પણ બીસકુટ પણ ઉડાવે છે. ગંગાજળતો દેવીની પ્રસાદી છે, તેમાંતો બાદજ નથી. મ્હોટા મ્હોટા વિદ્વાનો પણ આ પ્રસાદી લેતા તો આપણે શા માટે પાછળ રહેવું જોઇએ? આપણે પણ દેવીના ભક્ત ક્યાં નથી! ને કદી ભગત નથી તોપણ એમાં શું એતો દ્રાક્ષ રસછે, એમાં પરમેશ્વર તરફથી શું હરકત છે? સાહેબ લોકો પીએછે તો તેમને પરમેશ્વરે શું કર્યું?

ખર—અરે પુનમચંદ, તમેતો ખરેખરા તત્વજ્ઞાની મહા પંડીતજીછો. તમને કોઇ પહોંચી શકે નહીં.

પુનમ—હવેતો આવેતો ઠીક આપણે તો હવે તલપ આવીછે.

જીવ તલપાપડ થઇ જાય છે.

(ગુલામબક્ષ સત્યનાથ તથા અડબાઉ લાલને લઇ આવેછે.)

ખર—આવો સદ્ ગૃહસ્થો પધારો.

ગુલામ—સત્યનાથ નહીં આવતા હતા પણ મેં માંડ માંડ લાવ્યા છે.

પુનમ—અલ્યા અડબાઊ, કેમ મિજાજમાં આવ્યો છે? અને મારે કાંઇ તારી કે તારા બાપની પરવા નથી.

અડબાઊ—અરે ભાઈ સાહેબ, આકળા થશો નહીં. થોડોક સામાન લેવા રોકાણો હતો; અને વળી પેલા વિવેકી દાસે રોકયો એટલે વાર થઇ.

ખર—એ પણ ચાંદલો છે, જ્યારે મળીએ ત્યારે મનેતો લાલ સાહેબ કહે છે. પ્રધાનનો માનીતો એટલે કાંઈ કહેવાય નહીં, નહિતો એકદમ ઢોળી પાડું.

ગુલામ—હવે શી વાર છે? એ માથાં ફોડકાતો કયાં પાર નહીં આવેગા છે.

ખર—વાર કયાં છે? વાર તમારા પંડની. ચાલો ભાઇઓ આ ઊમદા માલની કીંમત કરો. (દારૂના પ્યાલા ભરવા માંડે છે).

સત્ય—(મનમાં) હાય, ગજબ! આ શું? અરે!! હું તે ઊંઘુછું કે જાગું છું? આતે હું ખરું દેખું છું? કે ખોટું? નહીં, નહીં આતો ખરેખરો ખેલછે. અરેરે આ શી

શાશા? આતે દારૂડીઆ લોકછે? આવું મેં કોઈ દિ-
વસ અનુમાન પણ કર્યું નહોતું, કોઇ કોઈ દીવસ
તે લવરી કરેછે પણ તે માત્ર અગર ભાંગથી થતું
હશે એમ હું માનતો, પણ આ ગજબની વાતની તો
મને ખબરજ નહીં. શક પણ શાનો હોય? અરે આ-
માં એકતો બ્રાહ્મણછે, એક વાણીઓ, એક લુવાણો,
અને એક સીપાઇ!! વાણીઆ બ્રાહ્મણ હીંદુ! પણ
ફિકર નહિ. આજ હું કાંઈ એકલો નથી કે મને
માર પડશે. મારાં તનનાં માણસો બારણે બેઠાં છે,
તેથી-

**ખર**—(બોલી ઉઠે છે) સત્યનાથ ચાલો તાકીદ કરો શું જોઇ
રહ્યા છો?

**સત્ય**—ક્યાં ચાલે? શું છે?

**ખર**—શું તે ચાહ પાણી! તમે નવા આવ્યા છો તો તમારી
મેહેમાનગતી કર્યા વગર ચાલે?

**ગુલામ**—સબ સુધરેલે લોક ઉડાતે હેં. એ સરબત હેં.

**સત્ય**—ના, ના, સરબત કેવો? આતો દારૂ જેવું ગંધાય છે.

**પુનમ**—એતો મર માથાફોડ કરતા. ચાલ અડબાઊ આપણે
પી જઇએ. મારાથી હવે જોવાઇ શકાતું નથી.

**અડબાઊ**—હા યાર, ચાલો. (બંને પીવા માંડેછે.)

**ખર**—(સત્યનાથને) અરે હવે ક્યાં સુધી આડાઈ તમારી સ-
હાઇ જાણી, અમરાવતીમાં જેટલા સુધરેલાછે તેટ-

લા દારૂ નથી પીતા? જોઇ તમારી પવિત્રતાઇ. આ-
વાને! માન શું ખાઓછો!

ગુલામબક્ષ—અરે યાર આ જાઓ, સબ લહેજત અચ્છી
જાતી હૈ.

સત્ય—બળી લહેજત, એ લહેજતમાં ધુળ પડી. અફસોસ! અ
રે હજારવાર દીલગીરી! તમે કેવી ખરાબ લતે ચડયા
છો? અરે તમે શું ઝેર કરવા માંડયોછે! તમે ઉચ્ચ
જાતિના થઇ આવા ધંધા કરશો તો નીચ જાતના
માણુસો કરે તેમાં શી નવાઇ!!

ખર—(દારૂ પીતો પીતો) અલ્યા માનવું છે કે આમ જીકર
કરી છે. ભલમનસાઇથી દુધ પી નહિ તો પછી
મુતર પીવું પડશે.

સત્ય—અરે, તમે આવું દુષ્ટ કામ કરતાં બીજાને વારવાને બ
દલે આગ્રહ કરતાં શરમાતા નથી?

ખર—(બીજાગ્યથી આગળ આવી) અલ્યા તું મને શરમાવ-
વાનું કહેનાર કોણ? સમજ નહિતો નોકરી ખોવી
પડશે. ઉપરીની મેહેરબાની કેમ મેળવવી એ તને
ખબર નથી. તું તારો સ્વાર્થ પણ સમજતો નથી.

સત્ય—એ હું માનનાર નથી. નોકરી શું ચીજછે? આ દુષ્ટ
કામથી દુર રહેવા સબબે નોકરી ખોવી પડે તો શું
થઇ ગયું? કદાપિ આવું કામ નહિ કરવા માટે મા-
રી નોકરી જાય, હું ભુખે મરૂં, મારૂં મૃત્યુ થાય,

હજારો જાતની વિપત્તિઓથી હું પીડાઉં, હજારો દુષ્ટ લોકો મારા ઊપર હુમલો કરે, મને રીબા રીબાને મારે, મારૂં સર્વસ્થ જાય, હું ચીંથરે હાલ થઊ તોપણ આ દુષ્ટ રીવાજ હું કદી ગ્રહણ નહીજ કરવાનો. આખી પૃથ્વિનું રાજ્ય મળે તો પણ શું થયું! આમાં તમને શું સ્વાદ લાગ્યોછે? ઊચ્ચ જ્ઞાતીમાં જન્મ લઇ આવાં કામ કરવા કરતાં તમારી માનો ગર્ભજ ગળી ગયો હોત તો શું ખોટું! તમારા જેવા દુનિયામાં ન હોતતો શું નખોદ વળી જાત?

૫૬

ઓ અણુસમજુ, અજ્ઞાને અવળે પંથે તું કાં ચડે. ટેક
આ વાત થઈ છે બહુ બૂરી, મરવું પડશે ઝૂરી ઝૂરી;
તુજ પંડ ફજેતી છે પુરી, ઓ અણુસમજુ૦ ૧
તું જાણે કોઈ નહીં જાણે, દિલ દેવનીના દેસત આણે;
શું મનથી આ તું સુખ માણે? ઓ૦ ૨
તુજ ધંન જાય આયુષ ઘટે, નરકે જવાનાં નામ રટે;
કર વિચાર એ તુજને ન ઘટે, ઓ૦ ૩
શો સ્વાદ તને લાગે સારો, દારૂ દાડી દુખ દેનારો;
કયમ પ્યાલો પકડે અહિભારો; ઓ૦ ૪

રજપુત વિગેરે જાતોને દારૂ પીવાની ધર્મ સંબંધી છુટ છતાં તેઓમાંના કેટલાક કેવો તેનો ધિઃકારથી ત્યાગ કરેછે?

મુસલમાન પણ પીતા નથી. જેઓ ભણ્યા ગણ્યા ને જેમના સારા થવા ઉપર દેશનું હિત રહેલું છે તેજ તથા આવા અમલદારો ઉઠીને આમ કરે ત્યારે બીજાનો શો વાંક? દીકા દેવ ને પોહોચી જાવા હવે તો હું મારૂ ખરૂ રૂપ પ્રકાશીને કહું છું કે–હે લુચ્ચાઓ! તમે આમાં શું સુધારો ધારો છો? તમે બુટ મોજાં પહેરી હાથમાં લાકડી લઇ કપડાંમાં લવંડર વાટર અને કોલનની બે ત્રણ બાટલીઓ ફોડી નાખો એટલે તમે સુધર્યા એમ સમજો છો? માંસ મદીરાદીકથી પેટ ભરી સાહેબ લોકોની દેખા દેખી કરે સુધારો થયો એમ જાણોછો? સાહેબ લોકો જેઓને આ બાબતની છુટછે તેઓમાંના કેટલાક સદગ્રહસ્થો દારૂ બીલકુલ અડકતા પણ નથી. ધન્યછે તેમના માત પિતાને!! તેઓ સભાઓ કરી દુર્ભાગ્યે કુમાર્ગે ગએલા લોકોને કેવી શીખામણ આપેછે? કેવાં મઝાનાં અસરકારક ભાષણો આપેછે? ચોપાનીઆં કાઢેછે? એ તમે કોઇ દિવસ સાંભળ્યું કે જોયું પણ નથી? આવા ચાલ કાઢી બાપદાદાને આરે મુળમાંથી ઉખેડી નાંખવાને બદલે બીજાને સડક લગાડી પોતાની ન્યાતમાં વધારો કરવા યત્ન કરો છો? ધિક્કાર છે તમને. તમને લાખવાર લ્યાનતછે. તમારે માટે હજારવાર અફસોસીછે. (નવા બે દારૂડીઆઓ લપોડ તથા અડબાઉ પીધેલી હાલતમાં પ્રવેશ કરેછે).

અરે સાંભળો—પાપમાં પડેલા પાખંડીઓ, નરક-
માં ટપકાતા નરો, કુળ બોળનારા કપટીઓ સાંભળો—

તારૂં ગોકુળ જોવાને આવરે મથુરાંના વાસી. એ રાગ
કુડું કામ તજો ગરવિષ્ટરે, ડર ઇશનો રાખી;
થાશો અંતે નહિતો ફજેતરે. કટુ સ્વાદજ ચાખી. ટેક
પેટને કારણે પાપનાં કામ, કામ કરોછો વિશેષ;
દીલ દયા નહીં રાખતાં, નથી જાણતા ગાડું બેશરે. ડર૦ ૧
ફક્કડ થઈને ફેલને, શું કરવા માંડયા ફંદ;
જાણો છો મન ગુપ્ત છે પાગ, જાણે જગત ફૂછંદરે. ડર૦ ૨
નિતી છોડી નથી ન્યાતની પણ, બીક ધરંતા ઉર;
દેશો જવાબ શું જઈ અને, જ્યારે જાશો ઇશ હજુરરે.
ડર ઇશનો૦ ૩
બગડી બીજા બગાડિને બહુ, ખુશામનો બેઈમાન;
વાંચો વાક્ય નિતી તણાં, જ્યારે આવે તમને ભાનરે.
ડર ઇશનો૦ ૪

અર—(ઘેનમાં ઝોકાં ખાતો) એતો બકવે ચડયો. મુઓ,
આપણે આપણું કામ કરો.

ઝુલ્લામ—ઓ સાલા દોહજકમે જાયગા અપને ક્યા?
(દારૂડીઆઓ બધા સાથે બોલેછે).

છંદ નારાચની ચાલ.

ફુડાઓરે ઊડાઓ યાર, લ્યો મઝા બહુ;

પિઓ પિઓ પિઓ પિઓ, પીઓ પ્રિતથી સહૂ;
બનોજ મસ્ત ઝૂમ, ઘેનમાં બની જઈ;
ઉડાઓરે ઊડાગો, વખ્ત જાય છે વહી. ૧

**સત્ય**—આ દુષ્ટ અધર્મિ મારૂં કહ્યું માનનાર નથી. "આંધળા આગળ આરસી ને બેહેરા આગળ પારસી" મારૂં બોલવું આ વખતે તેમને કાંઈ અસર કરશે નહીં. "પથ્થર ઉપર પાણી છે" ને વળી જો ઝનુસો ચડશે તો વખતે મારી બેસશે માટે અહીંથી સટકી જવું વધારે સારૂંછે.

(ઘરનાં કમાડ બંધ કરી ચાલ્યો જાયછે).

---

## પ્રવેશ ૭ મો.

### સ્થલ, સત્યનાથનું મકાન.

**સત્યનાથ.**

(પડદા પાછળ)

**લાવણી.**

સ્વતંત્રતા વણુ યાર, સહસ્ત્રધા દુ:ખ તમે સહેશો;
મળે કદી અપમાન તોયપણ, તક લેવા લેશો;
"પરાધીનને સુખ સ્વપ્ને નહીં," મર્મ મંન આણી;
સ્વતંત્ર રહેવાનાં સાધન, લેજો સહુકો જાણી. ૧

**સત્ય**—(એકલો) આહા!! ભાગ્યદેવી! મારે હવે શું કરવું? નસીબ બે ડગલાં આગળ ને આગળ. મારૂં કીસ્મત

તે કેવું હશે? આંહી પણ બગડી. આ દુષ્ટ દારૂડી-
આ લોકોનું લાંછન ખુલ્લું કરવામાં મારી પણ શી
શોભા વધે! તેઓની ચાલ અલબત ખરાબછે, પણ
હું જાહેર કરી દઉં તેમાં શું વળે. તેથી કરી તેઓ
કાંઇ સુધરનાર નથી, બનતાં સુધી તેમને સુધારવા
મારે ઉપાય લેવા જોઈએ. પછી તો જે થાય તે
ખરી પણ અરે! મારા નસીબમાં સુખ લખેલું
હશે કે, મારે તે જયાં ત્યાં દુખ ભોગવવાનું નિર્માણ
થયેલ હશે? હવે મને બહુ મુઝવણ થાયછે. તાબેદા-
રી ઉઠાવવી એ મહા કનિષ્ટછે, પણ લાચાર, ઉપાય
નહીં ત્યાં શું કરવું! આ દુનિયામાં સ્વતંત્રતા જેવું
કાંઇ સુખ નથી, સ્વતંત્રતા એક રત્નછે. અરે મને
સાંભર્યું દરેક પ્રજા સ્વતંત્રતાને કેવી ચાહેછે? તા-
રીખમાં જયાં જોઇએ ત્યાં બહાદુર પ્રજા સ્વતંત્ર-
તાને માટે લડેલી જણાયછે. અસલના રોમસ
અને ગ્રીક સ્વતંત્રતાને પોતાના જાન માલ ને
બાયડી છોકરાંથી પણ વિશેષ કીમતી ગણેલી છે, ર-
જપુતોએ તેને માટે હજારો વાર કેસરીયા કરેલાં
છે. જો દાખલા ગણવા બેસુ તો પાર આવે નહીં.
એવો કોણ હશે કે સ્વતંત્રતાને ધિઃકારે? જે
સ્વતંત્રતાની કીંમત જાણતો નથી તે માણસ રૂપે પ
શુછે. પરતંત્રતા સમાન બીજું દુખ કાંઈ નથી,

મેં જન્મ લઇ શું સાર્થક કર્યું! મારી જીંદગી મહાદુઃખીછે એમ કહું તો ચાલે. સ્વતંત્રતાનો સ્વાદ તે મારે શું નહીંજ ચાખવાનો હોયી? હે સ્વતંત્રતા માતા તારી કીંમત તો થાયજ નહીં. લાખો કરોડો રૂપીઆ તારી આગળ શી ચીજછે? હું તો આ સંસાર સાગરમાં દુઃખરૂપી મોજાંમાં ગરક થઇ ગયો છું, દેવ ઉપર આસ્તા રાખુંછું પણ મહારૂ કાંઈ વધારે શ્રેય થતું નથી. પણ નહીં, નહીં, આવા વિચાર મારે કરવા ન જોઇએ. એતો નાસ્તિકનું કામછે, આપણી ઉતાવળે કાંઇ થાય નહીં. અગર જો હું રાત દિવસ રડ્યા કરૂં, માથું કુટી મરૂં અગર ચાયસો કરૂં તો પણ શું મને સ્વતંત્રતા મળે ખરી? ના, ના, પરમેશ્વર જે કરે તે સારાને, આમ વિચાર કરે કાંઇ વળશે નહીં (ઘડીયાળ સામું જોઇને) ઓહો હમણાં બાર વાગશે. ચાલ હવે તો સુઇ જાઉં, પરમેશ્વરે દરેક માણસને આ વિશ્રાન્તિનો વખત આપેલોછે તો મારે આભકારની સાથે કબુલ કરવો જોઇએ. આવા વિચાર અને કામનો તો મરતા સુધી પાર આવવાનોજ નથી.—

(એવામાં નિંદ્રાવશ થાયછે).

## પ્રવેશ ૮ મો.

स्थळ. खरशंकरना मकानमां एकांत बेठक.

ખરશંકર    પુનમચંદ    ગુલામબક્ષ.

(પડદા પાછળ)

### ગીતિ

સ્વાર્થિ ન સમજે સ્વપ્ને, પાપ પૂન્યના વિચારની વાત;
અર્થ સાધવા પોતે, કરે ઘડીકમાં ઘણાકની ઘાત. ૧
ટુંક કાળને માટે, કામો કેવાં કરે લોક જગમાં!!
તાકે લેવા કેવું, ભવિષ્ય માટે લખ્યું ન જે ભગમાં! ૨

ખર—યાર, પુનમચંદ જ્યારથી સત્યનાથે આપણને મીજલસમાં પાવન થતા જોયા ત્યારથી ઉપાડી ચાલી છે. વખતે સામું બોલવાનું પણ કરેછે. પ્રધાન પણ કાંઇ કાન દેતો નથી.

પુનમ—વ્યાજબી કહોછો. મને પણ વખતે આડવવાનું કરેછે. પણ બંદાતો ધુતકારી કાઢે છે. તેથી રોઈને રહે છે, શું કરવું? મુળ સાળુ એટલે લાચાર, નહિતો ક્યારનોએ કાઢી મુકયો હત;

ખર—કાલેજ મેં પ્રધાનને તેના વિષે કહ્યું હતું, પણ ઉલટો તેણેતો મને ખરખડાવ્યો કે મનેતો જવાબ દેતાં સાત પાંચ થઈને હું તો પુંછડે ગાંઠ વાળીને ભાગ્યો.

પુનમ—એને પ્રધાન સાથે બહુ લહેણું છે. સહુ સહુનું લે-

હોણું લેવું છે. નહિતો ઘણાએ ઇંગ્રેજી ભણેલા રખડે છે, પણ આના આગળતો આંધળો ભીંત થઇ ગયો છે. રએને એની દીકરી પણ એને પરણાવે.

ખર—અરે આવડી મોટી થઈ પણ એનીતો સગાઇએ કરી નથી. એનું મન કોઈ જગોએ માનતું નથી.

ગુલામ—કોઇ જગોએ ન માનતું હોયતો બંદા શા ખોટા છે! સાદી કાયકું ન કરે.

ખર—ગમે તે થાઓ. પણ આપણે આપણું કરોને! પરણે તેને ગાઓ.

ગુલામ—દો માંસે એક ઉરાડાએ પછી યાર ક્યા?

પુનમ—સત્યનાથને ઊરાડીએ એટલે વચેથી ફાંસ જાય; ને પ્રથમ હતું એમ થઈ રહેશે.

ગુલામ—હા યાર, એણે મને બોત નુકશાન કીયા છે મારી નોકરી સાલા લે ગયા.

ખર—નહીં, નહીં. તમારા મતથી હું તદન ઊલટો છું. કારણ તેને મારવાથી કાંઈ ફાયદો નથી. મારવો તો પ્રધાનને કે આપણને પ્રધાનગીરી મળે. પેલા કંગાલને મારવાથી કાંઈ વળે નહીં. વળી પ્રધાન ઘરડો થયો છે ને તેણે ઘણું સુખ ભોગવ્યું છે; માટે હવે તેણે આપણા જેવા માટે ખાલી જગ્યા કરવી જોઇએ.

ઈંદ્રવજ્રા

પાકો થયો ખાઇ ધરાઈ તેતો, ઊણો નથી કાંઇ જરાય એતો;
બાકી ન જીવી બહુ માણવાનું. પૂરો કરે પાપ ન લાગવાનું. ૧

વળી પ્રધાનને મારવાથી તેની દીકરી પણ મારા ગંધ-
રાજાજને પરણે ને તેથી હું એક ઘડીની અંદર લક્ષાધિપતિ
થઇ જાઉં માટે મારવોતો મીર, ને લુટવો તો ભંડાર.

**ગુલામ**—બાત બાત આછી બાત સાબ. બંદા તૈયાર હેં.
ફકત તલવારને કાટ ઉતારવાની વાર હે. (મ્યાનમાંથી
તલવાર કાઢી ઘસવા માંડે છે).

**પુનમ**—વિચારતો ઠીક છે, પણ પ્રધાનને મારવો એ કાંઇ ના-
ની સુની વાત નથી. કાંઇ કુલડીમાં ગોળ ભાગવો ન
થી. સિંહ મારવો અને પ્રધાન મારવો એ એક સ-
રખું છે; કદાપિ પકડાયાતો શા હાલ થશે તેનો વિ-
ચાર કરયો? જો ફતેહ થાશેતો ફાયદો છે. પણ મા-
રી હીંમત તો રહેતી નથી (થર થર ધ્રુજેછે.)

**અર**—એમ છોકરાંથી છાશ પીવાની હતતો ઘયડાનો ભાવ
પુછાત નહીં. જો બકાલ ધાડ મારતા હતતો સીપાઇ
બચ્ચાને કોઇ નોકર રાખત નહીં. જો વાળંદથી
રાજ રખાતું હતતો બાહાદુર સીપાઇઓ ભુખ મિં-
ગા થાત. તમારાથી એ કાંઇ બણવાનું નથી. એ-
તો (ગુલામબક્ષ સામી આંગળી કરીને) આ બંદા
કરશે. (ગુલામબક્ષ મુછે હાથ નાંખે છે);

ગીતિ.

નામરદા નરનાથી, બને ન કામો કદી સુરાતનનાં,
નયણી નજર ઊતારે, શિર ક્યમ કાપી શકે કહો જનનાં. ૧

**ગુલામ**—એતો સબ બાજબીછે. પણ શી રીતે કરેગા.

**ખર**—એક દીવશ લાગ જોઇ રાત્રે પ્રધાનને તેના શયનગૃહ-
માંથી ઉપાડવો ને શેહેર બહાર કોઈ કુવા અગર
વાવમાં ઝીકલાવી દેવો.

**ગુલામ**—વાવ, કુવાગાંથી તરીને આવે તો ગજબ હોજાવે.

**ખર**—તરે શું? મહોટા મણ મણના ચાર પથરા બાંધીએ કે
ઉંચોજ ન આવે, એતો મેં ક્યારથીએ ધારી મુ-
ક્યું છે.

**ગુલામ**—બરાબર, અને આપણે તો શેહેરકા પોલીસ એટલે
કોણ રોકનારહે. ફજરમેં ખબર પડેગાતો આપણે
તજવીજ કરવા લાગી જાઇશું.

**ખર**—એતો ખુબ ઢોંગ કરશું. આપણામાં કયાં કાચી સમજ
ણછે, જો આખી દુનીઆનું રાજ ચલાવવું હોયતો
ચલાવીએ એવા છીએ. પણ કોઈ આપતું નથી
એટલે લાચાર.

**પુનમ**—હવે તો મને પણ હીંમત આવવા માંડીછે. હીકમત
ઠીક શોધી કહાડી પણ ભાઇ, અડબાઉ અને લપોડ
શંખને મદદમાં લેજો, જો જો ભુલતા નહી.

**ખર**—એતો લઇશુંજતો! પણ હવે બાયલાની પેઠે બેસી રહે

દહાડો વળશે નહીં. મેહેનત કરે નફો થાશે.

**ગુલામ**—હા. ફરેગા સો ચરેગા એમાંશું શક લગતા હે!

**પુનમ**—ત્યારે આપણે લાગ જોતા રહેવું, ને ચુકવું નહીં. પરમેશર મદદ કરશે.

**ખર**—હા, એમજ. ચાલો હવે છાંટા પાણી લઇએ.

(જાયછે).

---

## પ્રવેશ ૯ મો.

### સ્થળ સત્યનાથનું મકાન પછીથી નિલકંઠ માહાદેવની જગા.

**સત્યનાથ. ભીખો.**

(પડદા પાછળ).

**વસંતતિલકા છંદ.**

સૂણેલ કોદિ નહિતે, ઘડિમાં થવાનું,
પાખંડ કેરૂ મુળતો, પળમાં જવાનું;
ન્રુઓ જુઓ સરવ ઇશ્વરિ ખેલ આતો,
કેવો વિજે ખુબિથિ સત્યતણોજ થાતો. ૧

**સત્ય**—(એકલો) હમણાં તો ખરશંકર આખો દિવસ કામમાં ને કામમાં હોય એમ જણાય છે; તેનું શું કારણ હશે? પ્રથમ તો મને રાન ફરવા મોકલતા પણ હા લતો ના પાડીછે. ગુલામબક્ષ તો મારા ઉપર કા-

રાયોને કતરાયો રહેછે. મેં તેમને ખરાબ ટેવ છોડી દેવા શીખામણ દીધી તેમાં શું બગાડ્યું? અપલક્ષણ છોડી દેવા કહેતાં કોઈને અણગમતા થઈએ તોપણ શું?

હરિગીત છંદ.

શું થાય જો જીવ જાય તોપણ, સત્ય પાળુ હું સહી;
જ્યાં લગી મારો પ્રાણછે, ત્યાં લગી છોડું તે નહીં;
આ દેહધારી નામનો, હું જમાવું જશ ગામમાં
કિર્તારની કરૂણાવડે, કીર્તિ થશે સહુ ઠામમાં. ૧

પણ ઉઠ જીવ, આજતો હયડો કરી થાકી ગયોછું ને શીવરાત્રી છે તેની મહાપુજા કરવી છે. (ઘડીઆળમાં જોઇને) ઓહો નવ તો બજી ગયા. (ભીખાને બોલાવેછે).

**ભીખો**—આમ સાબ.

**સત્ય**—પુજાનો સામાન તૈયાર કરી ફાનસ લઈ ચાલ મારી સાથે. ઊતાવળ કર મોડું થાયછે.

**ભીખો**—સામાન તૈયારછે (એમ કહી પુજાપો તથા ફાનસ સળગાવી આગા ઊભો રહેછે) ભાઇ ચાલો.

**સત્ય**—ચાલો મારે કયાં વારછે. (બંને જણા નિલકંઠ મહાદેવમાં જાયછે. પછીથી ભીખો બારણા પાસે બેસે છે અને સત્યનાથ પુજા કરવા માંડેછે.)

ઇંદ્રવજ્રા

જટાધર જગત પિતાજિ શીવ. સંભાળ લે દ્વાર ઊભો ગરીબ.

સાષ્ટાંગ મારા પ્રભુજી સ્વિકારી, આપો મને સન્મતિ સુખકારી. ૧
સ્નાને સદાએ શરણે નિભાવ, ચોળે કરો ચંદન પાપ માફ;
દીવા કરે દોષ બધા નિવારો, અર્પેથી પુષ્પો ગણનાથ તારો. ૨

રાગ એજ઼વો.

જગ દેવા જય જય સ્વામી, શંભુજી દુઃખ હરોરે. (૨)
બાળ આવીઓ પાસ પ્રભુ, કરૂણાઓ કોટી કરોરે; (૨)
નિરાધારછું નાથ એકલો, ધણી શીર હાથ ધરોરે (૨) જગ૦ ૧
વીંટાયેલ છું વીંટબાણાથી, વસમો વખ્ત ખરોરે; (૨)
કાપ કષ્ટ સુખ આપ નાથજી, પાપથી કરી નરોરે.(૨) જગ૦ ૨
મે'ર તારિથી આ ગતિ પામ્યો, અસત્યથી છુ ડર્યોરે; (૨)
ઉદય પુન્ય તે તારું થઈને, કાર્યો સહુ સરોરે. જગ૦ ૩
વિનંતી વે'લી શીવ સ્વિકારી, અક્ષય સુખ ભરોરે;
દીનાનાથ દીન સામુ જોઈ, નિરભય થા ઉચરોરે. જગ૦ ૪

ભીખો—ભાઈને પુજા કરતાં બહુ વાર થશે, ને હજી તો દશ-
જ બજ્યાછે, માટે મારી સાળીનો દીચરો કપટપુરી
જવાનોછે તેને મળી આવું. પછીથી મળવા જવાશે
નહીં. ઉભે પગે પાછો આવીશ એટલામાં ભાઈને
શું જરૂર પડશે? એતો નાક પકડીને ગનાનમાં ગ-
ળી ગયા છે. એમને ખબર નહીં પડે (એમ વિચાર
કરી શહેર ભણી જાયછે. ને થોડીકવાર પછી ખર-
શંકર. ગુલામબક્ષ, પુનમચંદ, અડબાઉ અને લપો
ડશંખ પ્રધાનના ખાટલા સહીત પ્રવેશ કરેછે.

અર—(ધીમે સાદે) અરે ઊભા રહો, આ વાવ આવી. આ
વી અગોચર જગાએ પત્તો ક્યાંથી લાગશે? અહીં
કોઇ જણાતું નથી. પ્રધાનના મોઢામાં ડુચો એવો
જબરો નાખ્યોછે કે હાલવા માંડયોછે પણ બોલી
શકાતું નથી. ઉતાવળ કરો. નહિતો કોક આવશે.

મુનમ—પ્રધાનના વિશ્વાસુ જમાદારને મોઢે ડુચો ભરાવી મેં
અને લપોડશંખે બાંધી મુકયોછે એ બાબતની સાબા
શી અમનેછે.

ગુલામ—સાલા, અગી સાબાશી કોન બાટતા હે ઉઠાઓ,
ઉઠાઓ.

(બધા મળી પ્રધાનને વાવમાં નાંખી
બાટલો ઝાડીમાં ફેંકી દઇ ગામ
તરફ એકદમ ચાલવા માંડેછે).

સત્ય—(ધ્યાનમાંથી એકદમ ચોંકી ઊઠીને).

ગીતિ.

ધબ્બા ધુબાકો શેનો, શ્રવણે મુજને પડેલ આ ટાણે,
કૌતક જેવું કાંઇ, જરૂર જવુ ઘટે એ ઠેકાણે. ૧

ભીખાને મોહોટે સાદે બોલાવે છે, પણ કોઇ જવાબ
દેતું નથી.) અરે રામ એતે આ વખતે કયાં જતો રહ્યો,
હશે? એનેતો કોઇએ વાવમાં નહીં નાખી દીધો હોય? પણ
માહારે આ વખતે ના હિમત થઈ મંદીરમાં ભરાઈ રહેવું
નહીં જોઇએ. ચાલ જોઉતો ખરો કે શું છે. હે ભોળા!

નાથ તું સાક્ષી થાજે!! (વાવ પાશે આવી તેમાં પડી ડુબ-
કી મારતાં હાથમાં લુગડું આવતાં તે લઈ પોતે પાણી
બહાર આવેછે) અરે આતો ગાંસડીમાં માણુસ બાંધ્યું
જણાયછે, આવું દુષ્ટ કામ તે કયા ચંડાળે કર્યું હશે? (ભી-
ખો આવેછે તેને) ક્યાં ગયો હતો?

**ભીખો**—સાબ ગામમાં જયોતો. માફ કરજો પણ આ શુંછે?

**સત્ય**—(હકીકત કહી બતાવેછે) ચાલ ઉપાડ મંદીરમાં લઈ જ
ઇએ ત્યાં ગાંઠડી છોડે જણાશે.

**ભીખો**—(ઉચકીને મંદીરમાં લાવેછે) ભાઈ આ માણસમાં
હજી જીવછે કહોતો આપણું સીગરામ લઈ આવું
તેમાં નાખી મકાન ઉપાર લઈ જઈએ.

**સત્ય**—હા. જલદી લઈ આવ.

**ભીખો**—હું જાણું છું આ માણસને કોકે મારી નાંછવાનું
કર્યુંછે તેના ખબર આપણા ફોજદાર સાબને પણ
પડેલા જણાયછે કેમકે જ્યારે હું ગામમાંથી આવતો
હતો ત્યારે તે, ગુલામબક્ષ અને બીજા ત્રણ ઘો-
ડતા આડે રસ્તે શહેર તરફ જતા હતા તે રખે ને
આ માણુસ માટે તપાસ કરવાને આવ્યા હોયા
પણ હું તો આ આવ્યો.

**સત્ય**—એમ પણ હોય. હશે પણ જા એકદમ.

(સીગરામ આવવાથી જાયછે ને ત્યાં
પ્રધાનને શુદ્ધિમાં લાવવા ચાંપતા
ઊપાયો કરવા માંડેછે).

## પ્રવેશ ૧૦ મો.

### સ્થલ. ખરશંકરનું મકાન.

ખરશંકર. ગુલામબક્ષ, પુનમચંદ. લપોડશંખ.

(પડદા પાછળ)

કુંડળીઓ.

મહા ભયંકર કામજો. કદી ઉતરે પાર;
અસર તેની નહિ કદી. મને શમી શકનાર;
મને શમી શકનાર, કદી નહિ અસર તેની;
થાય ઘણા વિચાર ફિકર બહુ રહેજ એની;
કાચો પારો પેટ, ટકે નહીં એક ઘડી ભર,
મળે નહિ સુખ નેટ, કરેજો કામ ભયંકર. ૧

ખર—ગુલામબક્ષ, પરમેશ્વરની મેહેરબાનીથી કામતો પાર પડયુ પણ હવે તેનો લાભ શી રીતે લેવો!

ગુલામ—હા, યાર, અચ્છા હુઆ. શુકર અલ્લા!!! અબી હરદમ મીજલસ ઉડાઓ ઓર અછી અછી રંડીયાં બોલાવા કે નાચ મુજરા કરાઓ.

ખર—પણ પ્રધાન બોલાવ્યાની ખબર પડી હશે કે નહીં. આપણે કોઈ કહેવા આવેતો તજવીજ કરવા જઈએ.

પુનમ—હું તો એજ રાહ જોઈ રહ્યો છું પણ ભાઈ પેલા સતીઆને રાજમાંથી કાઢી મુકવો,

ખર—અરે એતો કહેશો એમ કરશું, તમે આગળથી તો ક-

રતા હતા પણ હવે નશીબે જોર કરયું છે. હીંમતનાં ફળ જુઓ આવાં છે.

લપોડ—(ગભરાતો ગભરાતો પ્રવેશ કરેછે). અરે હાય ગજબ થયો હવે શું કરશું? નશીબ ફુટયાં.

ગુલામ—બોલ,બોલ, ક્યું રડતા હૈ? તેરા બાવા મર ગયા કે ક્યા?

લપોડ—બધી વાતની ખબર પડી ગઇ. પ્રધાન જીવતો થયો ને આપણા ઉપર શક આવ્યો છે એમ બધા લોકો કહે છે,

ખર—જે કહે છે તે જખ મારેછે. આપણે ક્યાં કાચુ કામ કરયું હતું કે જીવે!!

લપોડ—અરે નક્કી જીવ્યો; સાંભળોતો ખરા, કહેછે કે ત્યાં સત્યનાથ તે દીવસે નિલકંઠ માહાદેવની પુજા કરતો હતો, તેથી તેને ખબર પડવાથી વાવમાંથી તરત કાઢયો; ને ઘેર લાવી સુદ્ધિમાં આણ્યો છે. વળી તેના નોકર ભીખાએ આપણને જતાં જોયા હતા એમ પણ સાંભળયું છે.

ગુલામ—ક્યા સચ બોલતા હૈ? સબ જાહેર હો ચુક્યા!! (થર થર ધ્રુજે છે).

પુનમ—ઓ બાપલીઆ. મુઆ હવે!! શું કરવું ને કયાં જવું (આમ તેમ દોડવા મંડી જાયછે.)

ખર—હાય. હાય, અગાટની તુટી પડી નશીબમાં જોડા લખ્યા હોય તે સારૂં કયાંથી થાય!! હવેતો ફાંસી દેશે કે

ગરદન મારશે? રાજાની પ્રીતિ પ્રધાન ઉપર ઘણીછે.
તે વેર લીધા વિના કેમ રહેશે!

**રાગ પરજ.**

કુડું કામ આશું કીધું રે, નહીં ફળ કાંઇજ લીધું રે. ટેક
વગર વિચારે મળી સહુ બેગા, આશો કરગો કાજો કેર;
હાય મુઆ! હવે ભાગજો ભઇ, નહિંકો રાખે મેર- કુડું ૧
લોક પ્રિય પરધાન હતો, હતો રાજાનો રૂડો પ્રેમ;
ઊગરવાની આશ નથી હવે, જોઇ રહ્યાછો કેમ! કુડું ૨
અરસાન કરી વરતા બનાવ્યા; ખોયું દેશ દેશાવરે નામ;
કપો ઓવર તણી કરતાં, ફેટો આપણે આપણો ઠામ, કુડું. ૩
સાચ સિવાય ઉપાય મળે નહીં, બોલજો સાચી વાત;
મેર થશે કરી તાજ નહિંતો, કરશે આપણી ઘાત. કુડું. ૪

(એટલામાં સીપાઇઓનું એક ટોળું આવી
તમામને બાંધી લઇ જાયછે).

---

## પ્રવેશ ૧૨ મો.

### સ્થળ, સત્યનાથનું મકાન.

**સત્યનાથ. પ્રેમસાગર. ભીખો. લીલાવતી,**
**પ્રભાવતી. ડાકતર. ધૈર્યસિંહ.**

(પડદા પાછળ)

**ચોપાઇ ત્રીતાળ.**

**આંખ સાચને આવતી નથી, મરે માથું કુટી કો મથી;**

બચવાના ઘણા મળે રસ્તા, રહે પાપી પછી હાથ ઘસ્તા.૧

**સત્ય**—(બરાબર નીહાળીને) ઓહો! આતો પ્રધાનજી, એમને તે વાવમાં નાંખવા કોણે હિમત ધરી હશે! નાના, પણ એમતે હોય! એમના જેવું કોઈ બીજું હશે! હેં!

**ભીખો**—અરે સાબ એજ. હું ક્યાં નથી ઓળખતો? આતો આપણા પ્રધાનજી. ઓ મારા બાપ!!

**સત્ય**—આપણા પાડોશમાંથી દાક્તર સાહેબને બોલાવ ચાલ જલદી કર, અફસોસ કરવાનો વખત નથી.

(દાક્તર આવતાં તેણે દવા કરવાથી)

**પ્રેમ**—(જરા તરા શુદ્ધિમાં આવી ઝીણે સ્વરે બોલે છે) અરે હું અહીં કેવો! મારી લીલાવતી ને પ્રભાવતી ક્યાં છે? આતો મારો ઓરડો પણ નહીં! આ શો ફેરફાર! !

**વસંત તિલકા વૃત.**

બેભાન હું કયમ અરે બનિરે ગયેલ્હું.
થાકેલ હું કયમ કરી હમણાં થયેલ્હું;
મોતે મને પકડિને મુકી દીધ જેમ,
આ વખ્તની મુજ ગતી વરતાય એમ.　　૧

(આસ પાસ જોઇને)અરે સત્યનાથ તમે ક્યાંથી
આ શું છે? કાલેતો મને કાંઈ નહોતું ને આજ આટલું બધો શો ફેરફાર!! આ મને સ્વપ્નુંતો નથી કે!!

**સત્ય**—નાજી, હવે બીલકુલ ગભરાશો નહીં. ઇશ્વરે સહુ સારાં વાનાં કરયાં છે સ્વસ્થ થાઓ, હું બધું કહુછું (તમામ હકીકત કહી બતાવેછે). સાહેબ જેને "રામ રાખે તેને કોણ ચાખે" જેના નશીબમાં છઠ લખીછે તેની પાંચમ કોણ કરનારછે? "સુગીનું વિઘ્ન સોપે ગયું" મેંતો તમામ આશા છોડી હતી પણ ઇશ્વરે ખેર કરી. આજનો દીવસ આનંદનો છે.

**પ્રેમસાગર**—(વિસ્મિત થઈને) અરે તમે તો મારો પ્રાણ બચાવ્યો!! મને જીવતદાન આપ્યું!!

દોહરો.

દીધેલ આયુષ ઇશનું, ભોગવિ લીધ તમામ;
સત્યનાથનું આજથી, હવે સર્યું મુજ કામ. ૧

**સત્ય**—એ બધો જગનિયંતાનો પ્રતાપછે, હું પામર પ્રાણિ તે શું કરી શકું. આપ મ્હોટા છો તેથી જેમ ધારો તેમ ધારવા મુખ્તિયારછો.

**પ્રેમસાગર**—તમારા ઉપકારની અવધિછે, હું તે કેમ ગુણ ઓશીગણ થઈશ! પણ મારે ઘેર તો સહુ ઉચ્ચાટ કરતાં હશે.

**સત્ય**—આપને સુદ્ધિ આવ્યાના સમાચાર ઘેર મોકલ્યા છે તે હવે આવતાં હશે. રાજાજીને પણ ખબર કહેવરાવ્યા છે.

**પ્રેમસાગર**—આવું કામ કરનાર કોણ હશે? એ બાબત તમે કાંઈ સાંભળ્યું છે?

**સત્ય**—આ કામ કરનાર આપણા ખરશંકર, ગુલામબક્ષ. પુનમચંદ વીગેરે છે, કારણ તેમને નીલકંઠ મહાદેવથી પાછા વળતા ગારા નોકર ભીખાએ જોયા છે, રોન ફરનારા તેમના તાબાના પોલીસ જમાદારો પણ કહે છે કે અમે તેમને ખાટલા સહીત જતાં જોયા છે પણ ઉપરી તેથી પુછી શકાયા નહીં. તમામ તોહોમતદારો હાલ જેલમાં છે. આપની કૃપાથી તાબેદારને પોલીસ ખાતામાં નોકરી મળતાં લુચ્ચા હરામખોર લોકની હીલચાલ જાણવાથી ખરા ગુનેહગાર પકડાતાં વાર લાગી નથી,

**પ્રેમસાગર**—અરે ખરશંકર અને ગુલામબક્ષ તમારામાંતો નાગ પ્રમાણેજ ગુણ ભરેલા છે. તેમના ઉપર મેં મમતા રાખી સારા હોદા આપ્યા તેનું આ પરીણામ!! આહા!! મારી જીંદગી લેવા તૈયાર થયા!!

**સત્ય**—સાહેબ સત્યનો બેલી રામ છે. કપટની ધુળને ધુળ, આગળ તો તેઓ બહુ સારા હતા પણ હમણાં જોતા જોતામાં બગડ્યા.

**પ્રેમસાગર**—એમજ છે (લીલાવતી તથા પ્રભાવતી આવે છે. તેઓ બેહદ ખુશીથી એક બીજાને મળી કાંઈ બોલી નહીં શકતા બેસે છે).

**સત્યનાથ—**

અમદાવાદ નામે આજ શેહેરછે સારૂંરે. એ રાગ
થયો આજ ઘણો આનંદ, થયા બહુ રાજીરે;
જાણ્યા ફેલી કેરા ફંદ, પકડ્યા પાજીરે, ૧
થઈ હર્ષ તણી ઘણી મે'ર, દુઃખ દુર ટળિયાંરે;
હામ હામછે લીલા લે'ર, ભાગ્ય બહુ ભળિયાંરે. ૨
જીવ્યો લક્ષ તણો જુવાન, સુખ બહુ થાશેરે;
ધંન ધંન આજનો દીન, કીર્તન ગાશેરે. ૩
હતી આશા છોડી છેક, હવે મન રાચ્યુંરે;
મારી રાખી પ્રભુએ ટેક, સત્યુ કે સાચુંરે!!! ૪

(રાજાજીની સ્વારીનો અડગ- ડાટ સાંભળાવવાથી પ્રધાનની સ્ત્રી તથા પુત્રી પડદા પાછળ જાયછે).

**સત્ય**--શું દયાળુ મહારાજા ધીરાજ પંડે પધારેછે કે શું?

**પ્રેમ**--હા. એમજ જુઓને આ પધાર્યા.

(ઉઠવા જાયછે એટલામાં)

**ધૈર્ય**--કેમ, પ્રધાનજી તમારો તો નવો અવતાર થયો!

**પ્રેમ**--(ઘણા માન પુર્વક પગે પડી) હાજી સાહેબ, આપના પ્રતાપે અને આ સત્યનાથની મહેનતથી.

**ધૈર્ય**--સત્યનાથે બહુ સારૂં કર્યુંછે. તેનાં વખાણ જે કરીએ તે ઓછાંછે, તેમને તો તમારો પ્રાણ બચાવવા રા-

આપ્યા એમ કહ્યું. વળી પોતાની ફરજ પણ બજાવી ચુક્યા.

સત્ય—(સલામ કરી)—

શાર્દૂલ વિક્રીડિત વૃત.

જાણે જે મુજ નોકરો, તન ગને, રાખી ખરી અંતરે;
ચોખી નોકરિ નેક દાનત થકી, કર્તા લગી આંતરે;
તેને ધંન હજારવાર વદજો, છે મુજ જાણુ ખરી;
પુછે ભાવ લગાર તેહ નહિતો, ધિક્ ધિક તે નોકરી; ૧

ધૈર્ય—આ નાલાયક કામ કરનાર તો આપણા ફોજદાર છે કે?

પ્રેમ—જી હા. મેં પણ સાંભળ્યું છે.

ધૈર્ય—આપણા સુલક્ષણા ને સત્યવાદી ફોજદાર!!

પ્રેમ—કેમ સાહેબ એમ બોલવું પડ્યું?

ધૈર્ય—તે દીવસે મારી પાસે રાજ્યના અમલદાર માટે બોલ્યા હતા તે યાદ કરો.

પ્રેમસાગર—

મનહર છંદ.

ધીરો બુદ્ધિ વાળો ને ચાલાક સદગુણી નર,
નીરપક્ષપાતી ન્યાયા, ધિશ બહુ કામનો;
સુલક્ષણો સત્યવાદી, કુડથી સદાય દુર;
ફોજદાર હોય તે ગણાય, પ્યારો ગામનો;
ફિકર ન રાખી ફોજ, ફેડી નાખે ઠામાઠામ;
આળસુ રહે તે સેનાપતિ, બે બદામનો;

દયાવંત ખાનદાન, હિત દેશનું ચા'નાર;
પ્રધાન શોધી બનાવો, ઉપરી તમામનો. ૧

હવે મને સાંભર્યું આગળથી સારા જાણી રાખીએ ને પાછળથી એવા નીવડે એમાં આપણો શું ઇલાજછે?

**ધૈર્ય**—ફિકર નહીં. હું જાણીશ. કેસ ચાલતી વખત આવજો.

**પ્રેમ**—જેવી આજ્ઞા. (રાજાજીને ગયા પછી સત્યનાથને) તમે આપણે ત્યાં આવો. હવેથી તમારે નોખો ઉતારો રાખવાની જરૂર નથી.

**સત્ય**—જેવો હુકમ.

(પ્રધાન, પ્રભાવતી, લીલાવતી અને સત્યનાથને લઈ બહુ ધામધુમથી પોતાના મકાન તરફ જાયછે.)



## પ્રવેશ ૧૨ મો.

### સ્થળ. વરિષ્ઠ કોર્ટ.

ધૈર્યસિંહ. પ્રેમસાગર. સત્યનાથ. બીજા જાફરખાં ખરસંકર. ગુલામબક્ષ લપોડસંખ અડબાઊલાલ પુનમચંદ

(પડદા પાછળ)

રાગ ઇંદ્રસભાનો.

જીવાડનાર કોઇ મારનારને મળે;
ઇન્સાફની ખુબીજ દયા સાથ જો ભળે;

વીસારી વેર નાંખવું મુશ્કેલ છે અતી,
ક્ષમાની રીત સદ્‌ગુણી જનોને ફાવતી. ૧

જાફર—સાહેબ પાંચું તોહેમતદાર હાજર છે.

ધૈર્યસિંહ—બોત અચ્છા. અંદર લાઓ. (પ્રેમસાગર તથા સત્યાનાથ સલામ કરી બેસેછે તેમની હકીકત સોગન ઉપર લખી લેછે.) તે પછી (બીખાને બોલા આ પ્રધાનજીને કોઇ દુષ્ટે વાવમાં નાંખ્યા તે વિષે તું શું જાણે છે!

બીખો—સાહેબ હું ગામમાં મારી આણીને ઘેર જયોતો, ત્યાં થી પાછો આવતાં નીલકંઠ માહાદેવની જગાઆગળથી અમરશંકરભાઇ. ગુલાબબક્ષ અને તે સિવાય ત્રણ ચાર બીજાને દોડતા શેહેર તરફ આવતા મેં જોયાછે. જ્યારે હું ત્યાં ગયો ત્યારે ભાઇએ વાવમાંથી પ્રધાનજી ને કાઢ્યા હતા તે વખત બીજું કોઇ ત્યાં હતું નહીં હવે મને ખાત્રી થાય છે કે આ કામ કરનાર ફોજદાર સાબજછે,

ધૈર્યસિંહ—ઠીક, જાઓ, તમને રજાછે (જાફરખાંને)બોલો તમે આ કામમાં શું જાણો છો?

જાફરખાં—ગરીબપરવર, એક દીવસ રાતના બાર વાગ્યા પછી ફોજદાર સાહેબને એક ઢોલીઓ ઉપડાવી ગામ બાહાર જતાં મેં જોયા છે, તે વખતે હું જાગતો સુતો હતો ફોજદાર સાહેબ પોતે સાથે હતા એ

મને કોઇ વાતનો શક આવ્યો નોહોતો પણ હવે જાણું છું કે એ ઢોલીઆમાં પ્રધાનજી હશે

**ધૈર્યસિંહ**—ખરા ખર. (તોહોમતદારોને) બોલો તમારે કાંઇ બોલવાનું હોયતો.

**ખર**—સાહેબ મારો કે તારો પણ આ કૃત મેં કરયું છે. કુછંદે ચડ્યાથી તથા ખરાબ માણસોની સોબતથી આ પ્રમાણે થયું મને હવે કાંઈ વધારે કહેવું સુઝતું નથી

**ગુમાન — અડબાઉ — લપોડ — પુનમ —** } સાહેબ, આ કામ અમે કરયું છે; અમને જે કરવું હોય તે કરો. ના કબુલ કરી ખાલી તસ્દી આપવા અમે રાજી નથી,

**ખર**—જે પ્રધાને મને નોકરી અપાવી, જેણે મને પોતાનો ગણ્યો તેનેજ મેં દગો દીધો છે, તેનોજ જીવ લેવા મેં કોશીશ કરી પણ હવે લાચાર. હું જીવી દુનીયાંમાં મોં દેખાડવા રાજી નથી, માટે મારૂં એકદમ માથું કાપી નાંખો મારા ઉપર કોઈ દયા લાવશો નહીં. મેં એજ વાવમાં પડી આપઘાત કરવા નિશ્ચય કરયો છે.

(બીજા તહોમતદારો પણ એજ પ્રમાણે કહી રોવા કકળવા મંડી જાય છે,)

**ધૈર્યસિંહ**—ચુપ રહો. તમારી બીના ધ્યાનમાં લેવામાં આવશે (પ્રેમસાગરને) તમારે કાંઇ મત આપવો હોય તો!

તમને છુટ છે.

**પ્રેમ**—સાહેબ, જે વાત થવાની હતી તે થઇ. પણ મારી એટલીજ અરજ છે કે તેમનો જીવ લેવો નહીં; થોડી ઘણી શીક્ષા કરવી હોયતો કરવા આપ સાહેબ મુખ્તીઆરછો.

**સત્ય**—ખુદા વંદ! તેમણે કામતો કરતે શું કર્યું પણ હવે અંતઃકર્ણથી પસ્તાય છે, માટે તેમને સખ્ત સજા કરી ન જોઇએ. તેમને નોકરીમાંથી કાઢી દેશપાર કરવામાં આવેતો એટલું બસ છે. પછીતો આપ દયાળુ સરદારની નજરમાં આવે તે ખરૂં.

**પ્રેમ**—સાહેબ સત્યનાથનુ કહેવું પણ મને ઠીક લાગેછે તો આપ ધ્યાનમાં લેશો.

**ધૈર્યસિંહ**—તેમના ગુનાહના પ્રમાણમાં એ શીક્ષા બહુ થોડીછે, તોપણ તે લોકો સત્યને વળગી રહી સાચે સાચું બોલે છે તથા ખરા દીલથી પસ્તાય છે તેથી ઇનસાફની મતલબ પુરી પાડતાં રહેમ નજર રાખવા માહારો અભીપ્રાય થયો છે. (ખરશંકર વીગેરેને) જુઓ, દુષ્ટો તમે ઘણો મોટો ગુનોહ કરયો છે. પરંતુ કોર્ટની નજરમાં તમારો જીવ લેવો એ દુરસ્ત લાગતું નથી! તેથી તમને છોડી મુકવામાં આવે છે તો તમારે આ વખતે માહારો મુલક છોડી દઇ બીજે ગમે ત્યાં ચાલ્યા જવું.

ખર્ચ— વીગેરે } ના સાહેબ અમે જીવવા ખુશી નથી, અમને મારો, આટલી બધી દયાનો બોજો અમારાથી ખમી શકાતો નથી; મારો નહિતો અમે મરીએ છીએ.

**સત્ય**—અરે મુર્ખાઓ, હવે કાંઈ સમજણ લાવો ને હવે પછી આવું દુષ્ટ કામ નહીં કરવા પ્રતિજ્ઞા લો. તમારી અમુલ્ય જીંદગી ખોઈ તમે શું કરવાનાછો? બીજા કોઇ મુલકમાં જઇ પ્રમાણિકપણે ધંધો ચલાવો. ને કોઇ બુરી સોબતમાં પડશો નહીં. વળી યાદ રાખો કે.

દોહરો.

ચડતી પડતી મનુષની, ઇશ્વર પર આધાર,
ત્રુઠેજો જગ તાતનો, ઉદય થતાં શી વાર. ૧

**ખરશંકર**—ભાઇ, તમારૂં કહ્યું ન માન્યું તેથી આ દશા થઇ. જેમ આજ સાંભળીએ છીએ તેમ પ્રથમ સાંભળ્યું હત તો કેવું સારૂં?

**ધૈર્યસિંહ**—જે નશીબમાંલખ્યું હોય તે થયા વગર રહેતું નથી. ટુંકામાં એટલુંજ કે સંભાળીને ચાલશોતો સુખી થશો. જાઓ તમને રજા છે.

(જાય છે)

**પ્રેમસાગર**—ફોજદારની જગાનો બંદોબસ્ત કાંઈ કરવો જોઇએ.

**ધૈર્યસિંહ**—હા, ઠીક છે. સત્યનાથ આજથી તમે એ કામ કરવા માંડો અને બીજી જગાઓ જે છે તેને માટે

લાયક માણસો શોધી રીપોર્ટ કરજો.

**સત્ય**—સાહેબ એક અમથાલાલ કરી મારો મિત્ર છે તેને જો મરજી હોય તો બોલાવીએ એ બહુ વિદ્વાન અને ચાલાક માણસ છે; વળી એને હું સારી રીતે ઓળખું છું.

**ધૈર્યસિંહ**—બેલાશક બોલાવો.

**સત્ય**—જેવો હુકમ. (અમથાલાલને બોલાવવા હુકમ લખે છે; ને કચેરી બરખાસ્ત થાય છે).

---

## પ્રવેશ ૧૩ મો.

### સ્થળ. નજર બાગ.

પ્રેમસાગર   પ્રભાવતી   લંપટલાલ

(પડદા પાછળ)

### ગીતિ.

વર જોજો ઘર જોશો, કદી નવ લક્ષ્મિપરે ધ્યાન દેશો;
(તો) કૃપા થતાં ઈશ્વરની, સુખી પુત્રી જોવાનો લાભ લેશો. ૧

**પ્રભાવતી**-પ્રાણનાથ, આપણી લીલાવતી આવડી મોટી થઇ પણ તેની સગાઇ સારૂ કાંઇ કાન કેમ દેતા નથી?

**પ્રેમ**—પ્યારી, હું ઘણાંએ એ બાબત ગોથાં મારૂં છું. લેકીન મારો જીવ કોઈ જગે માનતો નથી, ને તેના લાયક મને કોઇ ધ્યાનમાં આવતો નથી; એક છે પણ

તે તારી નજરમાં આવશે કે નહીં.

**પ્રભાવતી**-પ્રિયપતી, મને કહ્યા વગર આપને શી ખબર પડી કે મારી નજરમાં નહીં આવે? તેનું નામ આપ કહેતા નથી તો બેશક તેનામાં કાંઇ કહેવાનું હશે.

**પ્રેમ**—નહિ, નહિ. એવું કાંઈ નથી. છે તો ભણેલો ગણેલો ખબરદાર.

**પ્રભાવતી**—ત્યારે તેનું નામ મને જણાવવું જોઇએ. કારણ જે આપને પસંદ તે મને પણ પસંદ. હું ક્યાં કાંઇ આપની મરજી વિરૂધ કરૂ એવી છું.

**પ્રેમ**—ના, ના, તું કાંઇ એવી નથી. જેના વિશે હું કહું છું તે આપણા સત્યનાથ છે.

**પ્રભાવતી**-તે છે તો હોંશીઆર, પણ ગરીબકુળના જણાય છે.

**પ્રેમસાગર**—

ગીતિ.

કુળ કામ નવ આવે, વિદ્યા વાળો સદા રહે સુખી;
વગર વિચારે કન્યા; દેતાં આગે થાય ઘણી દુઃખી. ૧

**પ્રભાવતી**-અલબત; વળી તેનાં આપણે ઘણાં ઉપકારી છીએ. કારણ તેણે આપનો પ્રાણ બચાવ્યો!!

**પ્રેમ**—હા, એ પણ એક ધ્યાનમાં લેવા યોગ્ય વાત છે.

**પ્રભાવતી**-ત્યારે જો આપનો દ્રઢ નિશ્ચય છે તો હું પણ મારા મનની વાત આ વખતે આપને ખુલ્લિ કરીને કહું છું તે સાંભળો,

શાર્દૂલવિક્રીડીતવૃત.

વખતો વખત જણાય ચિન્હ મુજને, બંનેનિ પ્રીતી તણાં;
અમ્યા એક બિજાનિ જોઇ શરમે, રે'છે વિવેકે ઘણાં;
અન્યો અન્યનિ પ્રેમિ પૂર્ણ નજરે દ્રષ્ટી પડી જ્યારથી;
જાણું છું શુભ ગાંઠ પ્યાર તણિરે, બંધાઇછે ત્યારથી. ૧

આગાઉ પણ એક વખતે લીલાવતી સાથે વાત કર-
તાં તેની મરજી સત્યનાથ ઉપર હોય એમ મને લાગ્યું હતું.

પ્રેમ—આથી તો મારી હવે વધારે ખાત્રી થઈ. સત્યનાથનો મેં પરંતરે મત જાણી લીધોછે. તેની તો ખુશી હોયજ એમાં નવાય શી? હવે જોશીને બોલાવી નક્કી થયા પછી એને શુભ સમાચાર કહેવરાવીએ કે તે પણ તૈયારીમાં રહે. (મોટેથી) કોઈ છે કે?

શીપાઈ—હા, જી.

પ્રેમ—જાઓ, લંપટલાલ જોશીને બોલાવી લાવો.

શીપાઈ—જેવો હુકમ. (જાયછે ને થોડીવારે જોશી પ્રવેશ કરેછે).

લંપટ—યજમાનરાજ આશીર્વાદ છે. કેમ? મારૂં શું કામ પડ્યું છે?!

પ્રેમ-પધારીએ મહારાજ. આપણી લીલાવતીના ગ્રહ સત્યનાથ સાથે મળતા આવેછે કે કેમ? તે જોવાનુંછે. (બે જન્મપત્રીકા હાથમાં આપેછે).

પટલાલ—(થોડીવાર જન્મ પત્રિકા ફેરવી મકર, કુંભ મી થુન વેઢેથી પાંચ સાત વાર ગણી) વાહ! વાહ! જોગ બહુ સારોછે. ગ્રહ બહુ સાનુકુળ છે.

પ્રભા—જોશી બાવા લગ્નનું કામછે માટે જો બરાબર મળતા ગ્રહ હોયતો કેહેજો.

લંપટ—ના, બા સાહેબ. મારા જોવામાં કોઈ દીવસ ફેર આવ્યો જાણ્યો છે? કે આજ આમ શક લ્યોછો?

પ્રભા—ના,ના, મનેતો તમારા ઉપર ભરોસો છે. પણ લગ્ન ક્યારે સુજેછે!

લંપટ—"પુનમનો પડવો, અગાસની બીજ.
આણુ ધારયું મહુરત, તેરશને ત્રીજ."
માટે આજથી પંદર દિવશે અખાત્રીજ આવશે તેદી શુભ લગ્ન કરવાં જેથી સર્વે વાતે શ્રેય થાશે.

પ્રેમ—હા, એમ ઠીક પડશે. આજથી હવે લગ્નની તૈયારી કરવા માંડાએ, નહિતો ટુક મુદતમાં પહોચી વળાશે નહીં,

લંપટ—યથાર્થછે. જલદી થાય તેમ સારૂં "રૂડા કામને સો વિઘ્ન નડે." પણ હું હવે રજા માગુછું,

પ્રેમ—હા, પણ (ચાકરને)કોઠારમાંથી દીપચંદશા પાસેથી એક સેલું પાઘડી લઇ માહારાજને આપ.

પટ—(સેલું પાઘડી લઇને)પરમેશ્વર તમારૂં કલ્યાણ કરો અને દીર્ઘાયુષ આપો— (જાયછે.)

પ્રેમ—ત્યારે હું હવે મંડપ રચનાની સામગ્રી કરવા માંડુંછું ને તું પણ એજ તઈઆરીમાં રહેજે.

પ્રભા—જેવીઆજ્ઞા. (બંને જુદાં પડેછે.)

---

## પ્રવેશ ૧૪ મો.

### સ્થલ લગ્ન મંડપ,

પ્રેમસાગર. પ્રભાવતી સત્યનાથ. લીલાવતી
ધૈર્યસિંહ સ્ત્રીપુરૂશ નગર વાસીઓ

(પડદા પાછળ,)

ઈંદ્રવજ્રા.

આવે ઘણી આફત તોય દૂર, મુકે નહીં સત્ય કદી જરૂર;
અંતે થવાનો સુખી તેજ મર્દ, જાશે બિજાને મુખ માત્ર ગર્દ.

૧ લો નગરવાસી—આહા! મંડપની શી અલૌકીક સોભા છે! આવી રચના તો આ નગરમાં કોઇ દીવસ નહી થઇ હસે?

૨ જો નગરવાસી—અરે, આવા વિવાતો કોઈ વખત થયાજ નથી.

૩ જો નગરવાસી-સત્યનાથ નશીબદાર ઘણા કે એને પ્રાધાન પુત્રી મળી અને વળી પ્રધાને તેમને તમામ, મિલકતના વારસ કર્યા-

ધૈર્યસિંહ.

શાર્દૂલ વિક્રીડિત વૃત.

આપે સત્ય પ્રભાવ કેવિ ખુબિથી, રાજે રૂડું જોડલું;
વિચારી શુભ માર્ગ નિત્ય પળતાં, છે સ્થાન ઊચું ગ્રહ્યું;
જીવો વર્ષ ઘણાં સુખેથિ વસજો, કીર્તિ વળી વાધજો?
સત્યે આ રિતથી સદાય વરતે, જેનાર તેનો થજો. ૧

(એમ કહી વિજયકા ગામ હાથગરણામાં લખી આપે છે.)

પ્રેમસાગર—સાહેબ, બધો આપનોજ પ્રતાપછેને!!

ગરવાસીયો.

શાર્દૂલ વિક્રીડીત.

આતે ક્યાંથિ નવીન જોડ નિકળી, પાતાળ કે વ્યોમથી.
આવી દિવ્ય સુજોડ અવનિપરતો, જોયેલ કાંઈ નથી;
ઊદે ભાગ્ય થયાં હવે સરવનાં, અન્યાયિ આઘા ગયા;
પામ્યો પદ્ધિ ન વાર લાગી પળમાં, જો ઇશની થૈ દયા. ૧

પ્રેમસાગર—માહારાજાધિરાજ મારે આપને એક અરજ કરવાની છે તો જો હજૂરનો હુકમ હોય તો,

ધૈર્યસિંહ—બોલો, શું કહેવું છે?

પ્રેમસાગર—ગરિબ પરવર હું સરકાર નોકરી કરતાં… થયેલાછું તો પેનશન મળવા આશા છે.

ધૈર્યસિંહ—એ વરસ મળાવોતો સારૂં.

પ્રેમસાગર—સાહેબ મારી ઊમર પુખ્ત થઈ છે, તો થોડાક કાળ ઈશ્વરોપાસનામાં ગાળવા મારો વિચાર છે. સરકારની મરજી વિરૂદ્ધ હું નથી તો પણ જો આ અરજ ધ્યાનમાં લેવાય તો મહેરબાની. વળી સત્યનાથને મારી જગ્યા આપવામાં આવે તો આ-જાગત તે મારૂં જુમ્મા ભરેલું કામ સહેલાઈથી કરી શકે.

ધૈર્યસિંહ—(થોડાવાર વિચાર કરી) હા, ઠીક છે. તમારી ખાયેશ એમજ છે તો તમને બાર પગારથી પેનશન મળશે ને હું સત્યનાથને પ્રધાનગીરી આપુંછું. (પોશાક મંગાવી સત્યનાથને આપેછે).

સત્યનાથ. }
પ્રેમસાગર. } પરમેશ્વર આપને અમર રાખે!!

પૂરવાસીયો—સાબાશ સાબાશ, (કળી તાલીઓ પાડે છે).

સત્યનાથ—સાંભળો ભાઈઓ!

સત્ય અને પ્રમાણિકપણે રહેવા માહારી તમો સહુને પ્રાર્થના છે. કારણ તેનું પરિણામ હમેશ સુખ રૂપ થયા વગર રહેતું નથીં જુઓ મારૂંજ વૃતાંત મને કેટલી કેટલી વિપત્તીઓ પડી, કેટલી અડચણો નડી તો પણ આ-શ્વરે મારી મદદ કરી મને આ સ્થાન અપાવ્યું!

—દોહરે.

જેને ઈશ્વરની કૃપા, સુખ તેનેજ સદાય;

ખરો ઇશનો આશરો, રાખે કામ કરાય. ૧
મમત મનુષ બાંધિ મરે, તરણું માત્ર નવ થાય;
થાય પ્રભુની મે'રતો, નિષ્ફળ નહિં થવાય. ૨
રહિ માટે ભીસંગમાં, ભેળવિ ચાંગું ચીત;
રાખ ભાવ ભરપુર તો, મટે દુઃખ ખચીત. ૩

માટે ઇશ્વર ઉપર આધાર રાખી આ દુનીઆમાં આપણે સત્ય માર્ગે ચાલવું જોઇએ. મારો પોતાનોજ દાખલો લઇએ. હું કેવી સ્થિતિમાં હતો અને હાલ કેવી સ્થિતિમાં છું? આ બધો પ્રતાપ કોનો?

નગરવાસીઓનો વીગેરે—(મોટેથી એક સાથે બોલી ઉઠે છે.)

સત્યનો. સત્યનો. સત્યનો. !!

(પછી તમામ લોકો આનંદ ગમ્ય ચહેરાથી પોત પોતાને ઠામે જાય છે.)

